શ્રી ગૌતમગણધરાય નમઃ।

સંવત્ ૧૯૯૯ ના આસો વદ ૩ શનીવારે શ્રી કપડવંજ મુકામે પૂજ્યપાદ આચાર્યદેવેશ શ્રી આનંદસાગરસૂરીશ્વરજી મહારાજના વરદ હસ્તે મુનિ શ્રી હેમસાગરજી મહારાજને તથા શ્રી સ્થંભનતીર્થે (ખંભાત બંદરે) પૂ. શ્રી પંન્યાસજી મહારાજશ્રી ચંદ્રસાગરજી ગણિવરના વરદ હસ્તે મુનિશ્રી દેવેન્દ્રસાગરજી મહારાજને તથા મુનિ શ્રી હીરસાગરજી મહારાજને ગણિપદ તથા પંન્યાસપદ નિમિત્તે સમર્પણ.

લિ૦ ર્સ૦ છ૦ તરફથી સાદર સમર્પણમ્.
શિવમસ્તુ.

સકલ યંત્ર-તંત્ર-મંત્રાધિરાજરાજેશ્વરશ્રીસિધ્ધચક્રાય નમો નમઃ ॥

<u>શ્રીઆનંદચંદ્ર-કિરણાવલી-કિરણ ૧.</u>

પ્રાતઃસ્મરણીય, દેવસૂર તપાગચ્છ સંરક્ષક, પૂ. ગીતાર્થ-સાર્વભૌમ
શ્રીવર્ધમાન જૈનાગમ મંદિર સંસ્થાપક આગમોદ્ધારક આચાર્ય દેવેશ-

શ્રી ૧૦૦૮ શ્રી આનંદસાગરસૂરીશ્વરજીના

વિદ્વાન્ શિષ્યરત્ન શ્રીસિધ્ધચક્રારાધન સમાજ, શ્રી નવપદારાધક
સમાજાદ્યનેક શાસનહિતવર્ધક-સંસ્થા-સંસ્થાપક-

પં. પ્રવરશ્રી ચંદ્રસાગરજીગણિવરના સદુપદેશથી
શ્રીગણિપદ પંન્યાસપદારોપણ નિમિત્તે
શ્રી શ્રમણ ભગવંતોને સાદર સમર્પણમ્ ।

# શ્રી બૃહદ્ યોગવિધિ.

સંપાદક-
મુનિશ્રી દેવેન્દ્રસાગરજી.

પ્રકાશિકા-
શ્રી ઋષભદેવજી છગનીરામજીની પેઢી.
ઠે. ખારાકુવા મુ. ઉજ્જૈન (માલવા.)

વી. સં. ૨૪૬૯. વિ. સં. ૧૯૯૯. ઈ. સ. ૧૯૪૩.

ગ્રંથપ્રાપ્તિસ્થાન— નકલ ૧૦૦૦.

પં. પ્રવરશ્રી ચંદ્રસાગરજી ગણિવર.
C/o શેઠ મુલચંદ બુલાખીદાસ.
ઠે. ત્રણ દરવાજા, ખંભાત. (વાયા આણંદ)

## શ્રી ગૌતમ ગણધરેભ્યો નમઃ ।

પ્રાતઃસ્મરણીય, પરમ વંદનીય, શૈલાના નરેશ પ્રતિબોધક, સકલ–ગીતાર્થ–સાર્વભૌમ, શ્રીદેવસૂર–તપાગચ્છ સંરક્ષક, શ્રી વર્દ્ધમાન જૈનાગમ મંદિર સંસ્થાપક, શાસન પ્રભાવક **આગમોદ્ધારક આચાર્યદેવેશ શ્રી ૧૦૦૮ શ્રીઆનંદસાગરસૂરીશ્વરજી મહારાજના** પવિત્ર ચરણ કમલમાં—

આપશ્રીની ત્રિવિધ કલ્યાણકારી, માનસિક, વાચિક અને કાયિક પ્રવૃત્તિઓથી પવિત્રિત થયેલ સકલ ચતુર્વિધ સંઘના હૃદયમાં **પ્રાતઃસ્મરણીયતા, પરમવંદનીયતા,** સદાકાલ માટે સ્થિત થઈ છે.

જૈનાગમ સ્થિત સૂત્ર–સૂત્રાર્થ–રહસ્યોની દ્રવ્ય, ક્ષેત્ર, કાલાપેક્ષાએ અને ઉત્સર્ગાપવાદાદિ સૂત્ર ભેદની સુંદરરીતિએ વિશિષ્ઠ વ્યવસ્થા–કર્તૃત્વશક્તિસંપન્ન સકલ **ગીતાર્થ સાર્વભૌમતાની પ્રસિદ્ધિ** જૈન જૈનેતર સમાજમાં સર્વમાન્ય થવા સાથે દરેકના હૃદયમાં અદ્વિતીયાનંદ નિમગ્ન બની રહી છે.

તાડપત્રીય–હસ્તલિખિત ગ્રંથોનું સંશોધન કરીને, આગમ વાચનાદિદ્વારા શ્રીશ્રમણસંઘાદિને વાંચતા, બોલતા અને સમજતા કરીને પ્રાચીન–પુનિત–સાહિત્યનું નિયમિત પ્રકાશન થયા કરે તે સારૂ **'શ્રીઆગમોદય સમિતિ'** અને **'દે–લા. જૈન પુ. ફંડ'**ની સ્થાપના કરીને, શ્રુતજ્ઞાનનો અપૂર્વ લાભ વિનાં સંકોચે સર્વ કોઈ લેઇ શકે તે સારૂ **'શ્રી જૈનાનંદ પુસ્તકાલય'** જૈન જૈનેતર સમાજ માટે સર્વદા ખુલ્લું મુક્યું છે.

વિશેષતઃ પ્રતિષ્ઠાના ડગમગતા પાયા સ્થિર કરવાને પ્રાણભૂત જૈનાગમોને જૈનાગમાભાસ કહેવરાવવા અને અનુમોદવાની અમર્યાદિત હદે પહોંચેલા નવીન પંથીઓની નામચીન, નૂતન, નિહ્નવ–

શ્રી શૈલાના-નરેશ પ્રતિબોધક, શ્રીવર્દ્ધમાન જૈનાગમ-
મંદિર સંસ્થાપક, આગમવાચનાદાતા,
આગમોદ્ધારક શ્રી આચાર્યદેવેશ-

## શ્રી ૧૦૦૮ શ્રીઆનંદસાગરસૂરીશ્વરજી
## મહારાજ સાહેબ.



| | |
|---|---|
| જન્મ, વિ. સં. ૧૯૩૧ | દિક્ષા વિ. સં. ૧૯૪૭. |
| કપડવંજ. | લીંબડી |
| ગણિપદ પંન્યાસપદ- | આચાર્યપદ- |
| વિ. સં. ૧૯૬૦. રાજનગર. | વિ. સં. ૧૯૭૪. સુરત. |

કાર્યવાહિનો સર્વથા ઉચ્છેદ કરવામાટે **શ્રી સિદ્ધચક્રાદિ** પત્રદ્વારા આગમાનુસારી–નવનવિન–સમાધાનશ્રેણી સમાજ સન્મુખ પીરસીને આપશ્રીએ આપની યથાર્થ **આગમોદ્ધારકતા શ્રી તપાગચ્છ સંરક્ષણૈકબદ્ધકક્ષતા, વર્તમાનકાલીન સંપૂર્ણશ્રુતની પૂર્ણ પ્રભાવકમય પ્રાવચનિકતાદિ** વિશિષ્ટતાઓને બહુમાન-પૂર્વક શ્રીસકલસંઘ નિર્નિમેષ દૃષ્ટિએ નિરખી રહ્યો છે. એટલુંજ નહિ પણ વિરોધ કરનાર - વિરોધીઓ - પણ આપશ્રીના શાસન સંરક્ષણતા અને આગમોના તલસ્પર્શીજ્ઞાનની મુક્ત કંઠે **પ્રશંસા** કરી રહ્યા છે અને અનુમોદી રહ્યા છે.

શ્રી વર્દ્ધમાન જૈનાગમ મંદિરની શાશ્વત સ્થાપના **કરીને** ત્રિવિધ–યોગની ત્રિભુવન–માન્ય ત્રિરંગી પુનિત પૂર્ણ કાર્યવાહિઓના **મહાપ્રભાવિક** મહામંદિર ઉપર સુવર્ણકલશ ચઢાવીને આનંદદાયક આપશ્રીનો અનિર્વચનીય યશઃ સાગર અલ્પકાલ **સર્વત્ર** સર્વથા રીતિએ વૃદ્ધિ પામ્યો છે. આ બધા ગુણોથી **આકર્ષાઇને** આપશ્રીના અનેકાનેકોપકારથી ઉપકૃત થએલ વ્યાકરણ **વિશારદ** શ્રી સિદ્ધચક્ર આરાધક સમાજ શ્રી નવપદ આરાધક **સમાજાદિ** અનેક શાસન–હિતવર્ધક–સંસ્થા–સંસ્થાપક–**શ્રીસિદ્ધચક્રારાધન તીર્થોદ્ધારક પંન્યાસ પ્રવરશ્રી ચંદ્રસાગરજી ગણિવરની** ખાસ પ્રેરણાથી આ **બૃહત્ યોગવિધિ** નામક ગ્રંથ **શ્રીઆનંદ ચંદ્ર કિરણાવલીનું પ્રથમ** કિરણ આદર સમર્પણ **કરી અમે** કૃતાર્થ થઇએ છીએ.

લિ૦

**શ્રીઋષભદેવજી છગનીરામજીની પેઢી.**

ઉજ્જૈન.

આ પુસ્તક ખંભાત ગવારા દરવાજા પાસે આવેલ 'શ્રી ચરણોદય પ્રિન્ટીંગ પ્રેસ'માં ગાંધી શાંતિલાલ મગનલાલે છાપ્યું.

સકલસમીહિતપૂરકઃ શ્રીશંખેશ્વર પાર્શ્વનાથો વિજયતેતમામ્‌।

# ગ્રંથપ્રકાશકનું નમ્ર-નિવેદન.

**ગ્રંથની ઉપયોગિતા**-આ ગ્રંથનો વિશેષતઃ ઉપયોગ તેઓજ કરી શકે છે કે જેઓ યોગોદ્વહન કરી-કરાવી શકતા હોય, તેમાં પણ મુખ્યતયા અધિકારી પૂજ્ય આચાર્યભગવંતો, પૂજ્ય પાઠકવર્યો, પૂજ્ય પન્યાસપ્રવરો, પૂજ્ય ગણિવરો તેમજ શ્રી મહાનિશીથાદિ યોગોદ્વહન કરેલાઓનો, કરનારાઓનો અને કરવાની અભિલાષાવાળાઓનોજ સમાવેશ થાય છે.

**દ્વિતીય પ્રકાશનની અનિવાર્ય જરૂર**-આ યોગવિધિ ગ્રંથમાં આવતી દરેક ક્રિયાઓ સ્મૃતિપટપર હંમેશ સ્થિર કરવી એ દુઃષમકાલના વિચિત્ર મેધાદિ સંયોગોને કારણે અશક્ય હોવાથી આ ગ્રંથની અનિવાર્ય જરૂર છે એ સમજવું મુશ્કેલ નથી અને એટલાજ માટે **સ્વ. પંન્યાસજી શ્રીખાંતિવિજયજી મહારાજે** અતિ પરિશ્રમ કરી તે મુશ્કેલી દૂર કરી હતી. પરંતુ તે ગ્રંથની નકલો હવે મલતી નહી હોવાથી અને ગ્રંથને ઉપયોગમાં લેનારા શ્રમણ ભગવંતોની દિનપ્રતિદિન વધતી જતી સંખ્યાના સદ્‌ભાવે દ્વિતીય પ્રકાશનની જરૂર પડી છે.

**પ્રકાશન માટે પવિત્ર-સમયની પ્રાપ્તિ**-પરમ પવિત્ર તીર્થાધિરાજરાજેશ્વરની છત્રછાયામાં ગીતાર્થ સાર્વભૌમ આગમોદ્ધારક આચાર્યદેવેશ **શ્રીઆનંદસાગર સૂરીશ્વરજી મહારાજના** સદુપદેશની સુંદર પ્રતિકૃતિરૂપ શ્રી વર્ધમાન જૈનાગમ મંદિરની સ્થાપના, પાવનકારી પ્રતિમાઓની અંજનશલાકા અને પ્રતિષ્ઠા વિગેરે અભૂતપૂર્વ, અનિર્વચનીય શાસન પ્રભાવના કરીને-કરાવીને પાલીતાણાથી વિહાર કરી પૂજ્યપાદ **આચાર્યદેવ શ્રીઆનંદસાગર સૂરીશ્વરજી મહારાજ** સપરિવાર કપડવંજ મુકામે પધાર્યા, અને અદ્યાપિપર્યંત શ્રી સિદ્ધચક્ર આરાધક સમાજ અને શ્રી નવપદ આરાધક સમાજદ્વારા શાશ્વત દિવસોમાં ઉજવાયેલા સકલ મહોત્સવોમાં શિરોમણિભાવ ધારણ કરવાવાલા અદ્વિતીય મહોત્સવની ઉજવણી થઈ, કે જે પ્રત્યક્ષ અવલોકન કરનારાઓની નજર બહારનો વિષય નથી. જોકે આ મહોત્સવ પ્રસંગે

કપડવંજ મુકામે ઘણા ગામના ભાવુક આત્માઓ પધાર્યા હતા, અને ચારે બાજુથી ચોમાસા માટે સાધુઓની માગણી ચાલુ થઇ હતી, તેમાં ખંભાત બંદરેથી સ્થંભનતીર્થ તપાગચ્છ જૈન સંઘના અગ્રગણ્ય શ્રાવકોએ આવીને પૂજ્યપાદ આચાર્યદેવશ્રી પાસે વિનીત ભાવે ખંભાત બંદરે ચાતુર્માસ કરવા, શ્રીસિદ્ધચક્રારાધક સમાજ, શ્રીનવપદારાધક સમાજ આદિ શાસન-હિતવર્ધક સંસ્થા-સંસ્થાપક, વ્યાકરણવિશારદ પંન્યાસ પ્રવર **શ્રી ચંદ્રસાગરજી મહારાજને** સપરિવાર આજ્ઞા આપવા માટે વિનંતી કરી અને તે આગ્રહભરી વિનંતીના પરિણામે પૂજ્યપાદ આચાર્યદેવશ્રીએ પોતાના સુવિનેય વ્યાખ્યાનવાચસ્પતિ **પં. પ્રવરશ્રી ચંદ્રસાગરજી મહારાજને** ખંભાત ચાતુર્માસ કરવા આજ્ઞા આપી અને સાથેસાથે જણાવ્યું કે ક્ષેત્રની બરાબર અનુકૂલતા હોય તો યોગ્યતા પામેલા શિષ્યોને શ્રીભગવતિજી સૂત્રના યોગોદ્વહન કરાવજો. આ પ્રમાણે આજ્ઞા અનુસાર ખંભાત ચાતુર્માસ થયું અને યોગ્યતાપર આરૂઢ થયેલ **સુવિનેય મુનિશ્રી દેવેન્દ્રસાગરજી મહારાજ** તથા **સુવિનેય શ્રી હિરસાગરજી મહારાજને** ભગવતિજીના યોગમાં પ્રવેશ કરાવ્યો. જ્યારે જ્યારે યોગાદિનું કાર્ય શરૂ થાય ત્યારે ત્યારે દ્વિતીય પ્રકાશનનો વિચાર સહજ આવતો હતો અને એ વિચારના આંદોલનો અમદાવાદ તથા પાલીતાણા મુકામે ખૂબ જોરથી આવ્યા કરતા હતા છતાં પ્રકાશન માટેની સંપૂર્ણ સામગ્રીઓના વિરહે પ્રકાશન થયું નહિ પરંતુ બન્ને મુનિવરોને શ્રીભગવતિજીના યોગમાં પ્રવેશ કરાવ્યો ત્યારે **પૂ. પં. પ્રવરશ્રી ચંદ્રસાગરજી મહારાજને** આ યોગની મંગલમય ક્રિયા નિમિત્તે પદાર્પણ અવસરે ભેટ આપવા લાયક દ્વિતીય પ્રકાશનના પવિત્ર સમયની પ્રાપ્તિ થઈ.

**શ્રીસંઘે પ્રાપ્ત કરેલ સુંદર પ્રસંગો—પૂ. પં. પ્રવરશ્રી ચંદ્રસાગરજી મહારાજ** આદિ ઠાણા ૧૩ ચાતુર્માસ અર્થે અત્રે પધારતાં સંઘમાં અપૂર્વ આનંદ છવાઇ ગયો સાથે સાથે શ્રીસંઘે સાધુ શ્રાવક-ધર્મ સંબંધી ઐદંપર્ય સુધીનો બોધ કરાવનાર શ્રીપંચાશકજી ગ્રંથ તથા સમ્યક્ત્વ-મૂલ શ્રાવકધર્મસ્વરૂપ બારે વ્રતોમાં ઓતપ્રોત જ્ઞાની શાસન પ્રભા... પુનિત માર્ગ સ્થિરીકરણૈકમાર્ગદર્શક-શ્રીકુંભ

મહાકાવ્યનું નિર્વિઘ્ન, શંકા સમાધાનપૂર્વક સુંદર શ્રવણ કર્યું. તદુપરાંત તેઓશ્રીની આગમાનુસારિણી, સુધાવાણીથી સિંચાયેલા ભવ્યાત્માઓમાં લગભગ ૩૦૦ની સંખ્યા જેટલા આત્માઓએ શ્રીનવકાર મહામંત્રની આરાધના કરી લાભ લીધો. શ્રીસંઘના અગ્રગણ્ય આત્માઓએ તે આરાધકોની એકાસણા આદિ કરવા કરાવવાદ્વારાએ અપૂર્વ ભક્તિમત્તાની એટલુંજ નહિ પણ તે આરાધનાના અવસરે શ્રીગોડીજી પાર્શ્વનાથજી મુંબાઈથી આવેલ ચાંદીના નવકારમંત્રના પટોમાં આરાધક પદોની નામ-લેખના કરવાપૂર્વક, રથયાત્રાદિ શાસન પ્રભાવના પૂર્ણ આરાધના પૂર્ણ થઈ આ અવસરે શેઠ ગુલાબીદાસ નાનચંદ તરફથી જરમન સિલ્વરની વાટકી, શા. રતિલાલ બહેચરદાસ તરફથી રૂપીઓ અને શ્રીફળ તથા ઝવેરી દલપતભાઈ ખુશાલદાસ તરફથી રૂપીઓ અને વાટકીની પ્રભાવના આરાધકોને કરવામાં આવી. **મુનિશ્રી જ્ઞાનસાગરજી** મહારાજની ૨૬ ઉપવાસ તપશ્ચર્યા નિમિત્તે આંગી પૂજા રાત્રી જાગરણઆદિ રાખવામાં આવેલ, સાથે સાથે પર્યુષણાપર્વમાં દેવદ્રવ્યની ઉપજ લગભગ રૂા. ૫૦૦૦) ની, સાધારણની ઉપજ રૂા. ૨૨૦૦) ની, ને જ્ઞાનની ઉપજ રૂા. ૫૦૦) લગભગની થઈ; અને તે ઉપજમાંથી વડોદરા, ઉજ્જૈન, બોડેલી, ધાર, પાલીતાણા વિગેરે સ્થાને રૂા. ૧૪૦૦) ઉપરાંત જીર્ણોદ્ધાર, પાઠશાલાદિમાં આપી કૃતાર્થ થયા. જ્યારે બહારગામ ઉજ્જૈન, ઉંઝા, અમદાવાદ વિગેરે શહેરોથી વંદનાર્થે આવેલ આત્માઓએ શ્રીફળની પ્રભાવનાદ્વારાએ લાભ લીધો.

ઉપરના બધા પ્રસંગોમાં મંદિરના કલશરૂપ ગણિપદ ને પંન્યાસ-પદારોપણ મહોત્સવ શરૂ થયો કે જે મહોત્સવ પ્રથમે સ્વ. શેઠ **ગુલાબીદાસ નાનચંદની** શુભેચ્છાને વિસ્તૃત રીતિએ પરિપૂર્ણ કરવાની ભાવનાવાલા તેમના સુપુત્રો **શેઠ નેમચંદભાઈ, મુલચંદભાઈ, હીરાલાલભાઈ તથા કેશવલાલભાઇએ** પોતાના ખર્ચે ચપલ લક્ષ્મીને સ્થિર કરવાનો ઉદ્યમ કર્યો જેમાં અષ્ટાન્હિકા મહોત્સવ, જંગલમાં સેઢી નદીના કાંઠે, ખાખરાના ઝાડ નીચે ગાયના આંચલમાંથી

દુધનું ઝરવું; અને શ્રી સ્થંભનપુરમંડન શ્રીપાર્શ્વનાથ ભગવંતનું ભૂગર્ભમાંથી પ્રગટ થવું અને શ્રી અભયદેવસૂરીશ્વરજી મહારાજશ્રીનું શ્રી શ્રીસંઘ સાથે દર્શનાર્થે આવવું અને જયતિહુઅણ સ્તોત્રદ્વારા પ્રભુ નમસ્કારથી, ઉત્પન્ન થયેલા કોઢ રોગનું નિવારણ ને બાજુમાં સ્થંભનપુર આદિ સુંદર દશ્યો, અષ્ટોત્તરી સ્નાત્ર, જલયાત્રાનો વરઘોડો, પ્રભાવના, સ્વામિ વાત્સલ્ય, આંગી પૂજા ભાવના વિગેરે જે લાભ લીધો તે અનિર્વચનીય છે. સાથે સાથે પદ સમર્પણ મહોત્સવને વધુ યશવંત બનાવવા માટે **શ્રી સ્તંભનતીર્થ તપાગચ્છ શ્રી જૈન સંઘે** આસો સુદ ૩ થી શ્રી સ્થંભન પાર્શ્વનાથજીના દેરાસરે અષ્ટાન્હિકા મહોત્સવની શરૂઆત કરી સુંદર લાભ લીધો તેમજ **શુ. શ્રા. સોમચંદ પોપટચંદ** તરફથી કુંભસ્થાપનના દિવસે સ્વામિવાત્સલ્ય થયો અને પદસમર્પણદિવસે શ્રીફલની પ્રભાવના **ઝવેરી રાયચંદભાઈ હીરાચંદભાઈ** તરફથી થઈ, કે જેમાં લગભગ બે હજાર ઉપરાંત ભાઈબ્હેનોએ લાભ લીધો હતો. આ પ્રસંગે આ મહોત્સવ વધુ દીપાવવા માટે મુંબાઇ, અમદાવાદ, રતલામ ઉજ્જૈન, મહીદપુર આદિ શહેરોથી પણ સારી સંખ્યામાં માણસો આવ્યા હતા. અંતમાં આ પ્રસંગે પોતાના ત્યાં આ મહાન મહોત્સવના અપૂર્વ આનંદમાં આવીને શેઠશ્રીના સુપુત્રોએ પોતાના તેમજ આ મહોત્સવમાં ભાગ લેનારા માણસોને હજારોનું પ્રીતિદાન દેઇ ખુશી કર્યા હતા. સાથેસાથે **શ્રીસંઘે** પણ બન્ને ઉપાશ્રયો, મંદિર, આયંબીલખાતા તથા મહોત્સવને અંગે કામ કરનારાઓને ઉચિત પ્રીતિદાન આપી ખુશી કરવા સાથે પોતાની ફરજ અદા કરી છે.

આ અદ્વિતીય મહોત્સવના નિમિત્તભૂત સૂત્રોની યોગોદ્વહનદ્વારા આરાધના સકલ શ્રમણસંઘમાં નિર્વિઘ્ને થયા કરે અને યોગની ક્રિયામાં હરહંમેશ યાદગાર બને તે હેતુથી **પૂ. પં. પ્રવરશ્રી ચંદ્રસાગરજી મહારાજના** સદુપદેશથી નીચેના સદ્‌ગૃહસ્થોએ આ બૃહત્ યોગવિધિના દ્વિતીય પ્રકાશનમાં મદદ કરી છે તેઓશ્રીનાં મુબારક નામો નીચે મુજબ છે.

રૂા. ૫૦૧) સ્વ. શેઠ બુલાખીદાસ નાનચંદના સુપુત્રો ... (આ રકમ

રૂા. ૨૫૧) શ્રીસંખનતીર્થ તપાગચ્છ જૈન સંઘ તરફથી–
પ્રમુખ શેઠ હીરાલાલ પરશોતમદાસ (પિપલાવાલા ભાભગરીવાળા)
ઉપપ્રમુખ શેઠ સુરચંદભાઈ ગુલાબદાસ.

રૂા. ૧૦૧) શા. ભોગીલાલ મગનલાલ નાણાવટી.

રૂા. ૧૦૧) શા. અંબાલાલ પાનાચંદની ધર્મપત્ની નકુબેન હ.
શાંતિલાલ આણંદજી કપૂરચંદવાળા.

રૂા. ૫૧) પરીખ વાડીલાલ છોટાલાલ.

પ્રસ્તુત ગ્રંથનું દ્વિતીય પ્રકાશન ઘણેભાગે પ્રથમ પ્રકાશનને અનુસરતું જ છે ફક્ત વિશેષતામાં જે જે સુધારા કર્યાં છે તે મુ.પૂ. રાખ્યો પ્રાતઃસ્મરણીય ગીતાર્થ સાર્વભૌમ વર્ધમાન જૈનાગમમંદિર સંસ્થા–સંસ્થાપક આગમોદ્ધારક આચાર્યદેવશ્રી આનંદસાગરસૂરીશ્વરજી પાસેથી મુનિશ્રી હેમસાગરજી મહારાજ, મુનિશ્રી કંચનવિજયજી મહારાજ તથા મુનિશ્રી સૌભાગ્યસાગરજીએ મેળવેલા છે તેથી તેઓશ્રીનો તથા પ્રકાશન કાર્યમાં પ્રેરણા, પ્રુફ અને સુધારાવધારા તપાસવાનું કાર્ય મુનિશ્રી દેવેન્દ્રસાગરજી મહારાજ તથા મુનિશ્રી જ્ઞાનસાગરજી મહારાજે કરીને ગ્રંથ પ્રકાશનની વિશેષ શુદ્ધિ કરવા કાળજી રાખી છે જેથી તેઓશ્રીનો પણ અમે ખરા અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. શાસન પ્રભાવનાના અંગભૂત મહોત્સવાદિ પ્રસંગોને દીપાવવા અને આ પ્રકાશન કરવા કરાવવા, તન, મન, ધનથી જેઓએ મદદ કરી છે તે મહાશયોનો અંતઃકરણપૂર્વક આભાર માની વિરમીએ છીએ.

અંતમાં એટલું જણાવવું જરૂરી છે કે હંસ સમાન વિવેકી વાંચકોએ પ્રેસદોષ, નજરદોષ કે અજ્ઞાનતાદિ દોષોના સદ્ભાવે જે જે ભૂલો દેખાય તે તે સુધારી વાંચવા અમારી નમ્ર વિનંતી છે.

સં. ૧૯૯૯ આસો વદ ૩
શનીવાર, પદારોપણ દિન.
ખારાકુવા, દેહરા ખડકી
ઠે. ઉજ્જૈન (માલવા)
(ગ્વાલીઅર સ્ટેટ.)

પ્રકાશક–
શ્રીઋષભદેવજી છગનીરામજીની પેઢી.

શ્રીસ્તંભનતીર્થ શ્રીવર્ધમાન તપ આયંબીલ ખાતું
તથા શ્રી જૈન ભોજનશાળાના મુખ્ય સંસ્થાપક-
સ્વ. દાનવીર શેઠ બુલાખીદાસ નાનચંદ.



જન્મ સંવત ૧૯૨૨.
જેઠ સુદ ૫.

સ્વર્ગવાસ સંવત ૧૯૯૯.
ભાદરવા સુદ ૧૫.

# ગ્રંથ પ્રસ્તાવના.

આ અસાર સંસારમાં પરિભ્રમણ કરતા જીવો સાચા સુખના અર્થી છતાં તે સંબંધી જ્ઞાન અને પ્રવૃત્તિ નહિ હોવાથી તેઓ સાધ્યની સિદ્ધિ કરી શકતા નથી. જો કે જગતની દૃષ્ટિએ સૌ કોઈ આત્મા પોતાને અજ્ઞાની (નીર્બુદ્ધિ) માનતો નથી છતાં તેઓની પ્રવૃત્તિ અને પ્રવૃત્તિદ્વારા આવતા ફલ ઉપરથી અનુમાન થાય છે કે મૂલમાં કાંઈપણ ભૂલ છે. અને તેજ ભૂલ કરાવનાર આત્માનું અજ્ઞાન છે. શાસ્ત્રકારો પણ લખે છે કે **'अज्ञानं खलु कष्टम्'**. આ પ્રમાણે આત્માને સાચા સુખથી દૂર રાખનાર એવું જે પોતાનું અજ્ઞાન તેને દૂર કરવામાં કારણભૂત અને આત્માના અનંતા ગુણોને બતલાવનાર આરિસા સમાન કોઈપણ હોય તો શાસ્ત્રજ છે. શાસ્ત્રોનું ગુરૂમુખથી શ્રવણ, મનન વિગેરે જગતના જીવોને રત્નત્રયી પામવાનો મહાન્ ઉપાય છે. એટલે સમ્યક્જ્ઞાન અને ચારિત્ર જે મોક્ષમાર્ગ કહેવાય છે. તે સ્વતંત્ર નથી પરંતુ પરમ ગુરૂવર્યોને આધીન છે.

આ બાબતમાં શાસ્ત્રકારોએ શ્રમણોપાસક (શ્રાવક) વર્ગને માટે જણાવ્યું છે કે નવકાર મંત્ર પણ તેજ ભણવાને માટે યોગ્ય છે કે જેણે ગુરૂભગવંતની સાનિધ્યતામાં, પંચમંગલ મહાશ્રુતસ્કંધ આદિ ઉપધાનની આરાધના કરીને આત્માને યોગ્ય બનાવ્યો હોય (જો કે જીત આચારથી હાલમાં બાલ્યકાલથી નવકાર મંત્ર આપવામાં આવે છે પરંતુ ભવિષ્યમાં તે નવકાર મંત્રને આરાધના કરવાપૂર્વક ગણવા, ગણાવવાવાલો કે અનુમોદન કરવાવાલો બનશે એ લક્ષ્ય રાખીનેજ બાલ્યકાલથી નવકાર મંત્ર આપવામાં આવે છે.) આ ઉપરથી ફલિતાર્થ થાય છે કે એક નવકાર મંત્રની ગણના કે આરાધનામાં શ્રી ગુરૂભગવંતની પાસે વિધિપૂર્વક (ઉપધાન) તપસ્યાદિદ્વારા એ યોગ્યતા મેળવવી પડે છે તો પછી શાસ્ત્ર સંબંધમાં તો કહેવુંજ શું ? એટલે શ્રાવક સંબંધીના સૂત્રો ભણવા

વાંચવાં હોય તો પહેલી યોગ્યતા મેળવવી જોઇએ તેજ પ્રમાણે શાસ્ત્રો માટે પણ સમજવાનું છે.

વિશેષ સાધુપણું મળવા માત્રથી શાસ્ત્ર વાંચવા, ભણવાની છૂટ મળી જતી નથી પરંતુ સાધુપણામાં પણ યોગાદિક વહન કરી યોગ્યતા પ્રાપ્ત કરેલ સાધુઓને પણ અમુક અમુક વર્ષે અમુકજ આગમ ભણવાની છૂટ મળે છે તો પછી તેવા રસાયણ તુલ્ય શાસ્ત્રોની છૂટ શ્રાવકોને તો હોયજ કયાંથી?

જો કે અજ્ઞાની જીવો બોલે છે કે 'શાસ્ત્રો ભણવા વાંચવાની છૂટ શ્રાવકને કેમ નહિં' વિગેરે બોલનાર આત્માઓની દયાજ ચિંતવવા લાયક છે. શાસ્ત્ર એ સિંહણના દુધ સમાન મહાન વસ્તુ છે. જેમ સિંહણના દુધને ભરવા માટે તેને યોગ્ય ભાજન જોઇએ એટલે સુવર્ણનું ભાજન જોઇએ, જેવું તેવું ભાજન ન ચાલે અને જેવું તેવું ભાજન મેળવવામાં આવે તો ભાજન અને દુધ બંન્ને જાય તેવી રીતે સિંહણના દુધ સમાન શાસ્ત્ર માટે પણ તેને યોગ્ય આત્માજ હોવા જોઇએ, જેવા તેવા આત્માને શાસ્ત્ર દેવામાં આવે તો શાસ્ત્રના નાશની સાથે તે આત્માઓને પારાવાર નુકસાન થાય છે. જ્યારે સાધુઓ સંબંધમાં શાસ્ત્રરૂપ રસાયન માટે યોગ્યતા જોઇએ તો પછી શ્રાવકની તો વાતજ શી?

હવે જગતમાં એક કહેવત છે કે 'શિયાળ એંચે સીમ ભણી ને કુતો એંચે ગામ ભણી' એ ઉક્તિને અનુસાર જો કદાચ શ્રાવકોને શાસ્ત્રનો અધિકાર આપ્યો હોય તો અરેખર તેઓ સ્યાદ્વાદ સિદ્ધાંત સ્વરૂપ શાસ્ત્રની પંક્તિઓમાંથી લોમજ કાઢવા પૂર્વક શાસ્ત્રની સાથે પોતાના આત્માનું અધઃપતન કરત. એટલાજ માટે પરમ ઉપગારી મહાપુરૂષોએ શ્રાવકને શાસ્ત્રનો અધિકાર નહિ સોંપતાં ફક્ત શ્રાવકોને **'लद्धट्ठा, गहिट्ठा'** કહ્યા છે એટલે પ્રાપ્ત કર્યો છે, ગ્રહણ કર્યા છે અર્થો જેણે એવા શ્રાવકો હોય છે. પરંતુ શ્રાવકોને શાસ્ત્ર વાંચવા, ભણવાની આજ્ઞા આપી નથી.

એજ નહિં પણ ત્યાગી આત્માઓને પણ ભલે પોતાની દ્રષ્ટિ ત્યાગ

તરફ છે છતાં, અને ભણીને તૈયાર હોય છતાં, તે શાસ્ત્રને ગ્રહણ કરવાને યોગ્ય લાયકાત ન મેળવે ત્યાંસુધી ત્યાગી મહાત્માઓને પણ જેમ તેમ છૂટ આપી નથી. એટલે કાલ અને તપસ્યા (યોગોદ્વહન) કરવાદ્વારા એ જ્યારે યોગ્યતા મેળવે ત્યારેજ તેને શાસ્ત્રો વાંચવા ભણવાની મહાપુરૂષો છૂટ આપે છે જેને માટે શાસ્ત્રોમાં લખ્યું છે કે यतः—

**तिवरिस परियागस्स उ, आयार पकप्पनाममज्झयणं ।**
**चउ वरिसस्स य सम्मं, सुयगडं नाम अंगंति ॥ १ ॥**
**दसा कप्पं ववहारा, संवच्छर पणग दीक्खियस्सेव ।**
**ठाणं समवाओ विय, अंगे ते अठ वासस्स ॥ २ ॥ इत्यादि**

અર્થ—ત્રણ વરસના દીક્ષા પર્યાયવાલાને આચારપ્રકલ્પ અધ્યયની વાંચના, ચાર વર્ષના દીક્ષા પર્યાયવાલાને સૂયગડાંગસૂત્રની વાંચના, પાંચ વર્ષના દીક્ષાપર્યાયવાલાને દશાકલ્પ વ્યવહારસૂત્રની વાંચના અને આઠ વર્ષના દીક્ષાપર્યાયવાલાને ઠાણાંગસૂત્ર તથા સમવાયાંગ સૂત્રની વાંચના આપવી ઈત્યાદિ. આ પ્રમાણે મુનીઓને શાસ્ત્ર ભણવા ભણાવવા સંબંધની મર્યાદા છે તો પછી શ્રાવકની તો વાતજ શી કરવી ! શ્રાવકને ફક્ત દશવૈકાલીકસૂત્રના ચાર અધ્યયનજ ભણવા વાંચવાની આજ્ઞા છે તે ઉપરાંતના સૂત્રની આજ્ઞા નથી તેજ વસ્તુને બતલાવતાં શ્રીમાન્ ઉપાધ્યાયજી **મહારાજશ્રી યશોવિજયજી મહારાજ** ઢોલ્સોના સ્તવનની ઢાલ ૬ ઠી ગાથા ૧૪ માં જણાવે છે કે

'વાચના દેતાં રે ગિહિને સાધુને પ્રાયશ્ચિત ચઉમાસ ।
કહ્યું નિશીથે રે તો શું એવડી કરવી હેશ નિરાશ ॥સમ॥

અર્થ—જે સાધુ ગ્રહસ્થને સૂત્રની વાંચના આપે તે સાધુને નિશીથસૂત્રમાં ચઉમાસ પ્રાયશ્ચિત કહ્યું છે જ્યારે નિશીથસૂત્રમાં ગ્રહસ્થને ભણાવનાર સાધુને પ્રાયશ્ચિત કહ્યું તો પછી સૂત્ર ભણનાર અથવા ભણવા, વાંચવાનું બોલનાર શ્રાવકને દોષનું કહેવુંજ શું ? એટલે શ્રાવકોએ સૂત્ર વાંચવા ભણવાની હોંશ કરવા જેવું નથી. જ્યારે સાધુઓ માટે પણ ઉપર મુજબ સૂત્ર ભણવા, વાંચવાની કાલમર્યાદા બતલાવી છે તે પણ યોગોદ્વહન કરવા પૂર્વકજ બતલાવી છે તેને માટે શ્રીમાન્ ઉપાધ્યાયજી

મહારાજશ્રી યશોવિજયજી મહારાજ, દ્વાદશીના સ્તવનની ઢાળ ૬ ઠી ગાથા ૧-૩-૪-૫-૬ માં જણાવે છે કે–

'સમકિત સૂધું રે તેહનું જાણીએ જે માને તુજ આણ
સૂત્રને વાંચે રે યોગ વહિ કરી કરે પંચાગી પ્રમાણ । સમ૦ ॥૧॥
ઉદ્દેશાદિક ક્રમ વિણ જે ભણે આશાતે તેહ નાણ
જ્ઞાનાવરણીય બાંધે તેહથી ભગવઇ અંગ પ્રમાણ । સમ૦ ॥૩॥
શ્રીનંદી અનુયોગ દુવારમાં ઉતરાધ્યયને રે યોગ
કાલગ્રહણનો વિધિ સઘલો કહ્યો ધરીએ તે ઉપયોગ । સમ૦ ॥૪॥
ઠાણે ત્રીજે રે વળી દશમે કહ્યું યોગ વહે જે સાધ
આગમેસિભદ્દા તે સંપજે તરે સંસાર અગાધ । સમ૦ ॥૫॥
યોગવહિને રે સાધુ શ્રુત ભણે, શ્રાવક ને ઉપધાન
તપ ઉપધાને રે શ્રુત પરિગ્રહ કહ્યા નંદિએ તેહ નિદાન । સમ૦॥૬॥

અર્થ–સૂત્ર (પંચાંગી) માનવા પૂર્વક યોગોદ્વહન કરે તેનેજ આજ્ઞાધારી એટલે સમ્યક્ત્વવાલા કહ્યા છે એટલુંજ નહિ પણ ઉદ્દેશાદિક ક્રમ વગર સૂત્ર ભણે તે જ્ઞાનની આશાતના કરવાવાલા જ્ઞાનાવરણીય કર્મો બાંધે છે તે અધિકાર ભગવતી સૂત્રમાં છે. (૧–૩) વિશેષ નંદિ, અનુયોગ અને ઉત્તરાધ્યયનમાં કાલગ્રહણનો વિધિ કહેલો છે તે ઉપયોગપૂર્વક ચિત્તમાં ધારી લેવા જેવો છે તેમજ ઠાણાંગજી સૂત્રના ત્રીજા તથા દશમા ઠાણામાં લખ્યું છે કે જે આત્મા યોગોદ્વહન કરે છે તે ભવિષ્યમાં કલ્યાણ સંપદાના ભોક્તા બનવાપૂર્વક સંસાર સમુદ્રને તરી જવાવાલા થાય છે. (૪–૫) સાધુયોગ વહન કરીને શ્રુત સિદ્ધાંત ભણે અને શ્રાવક ઉપધાન વહિને પોતાને ઉચિત સૂત્ર ભણે એ પ્રમાણે શ્રીનંદિસૂત્રમાં તપ ઉપધાન કરીને શ્રુત ગ્રહણ કરવાનું કહ્યું છે. (૬)

ઉપર મુજબ સિદ્ધાંતની સાક્ષીઓ આપીને યોગ અને ઉપધાનનું સમર્થન કર્યું એટલુંજ નહિ પણ યોગોદ્વહન કરવાથી શ્રીશ્રુતજ્ઞાનની ...રના કરવાદ્વારાએ શ્રી તીર્થંકર ભગવંત અને ગણધર ભગવંતની આજ્ઞાનું પાલન થાય છે, મનની એકાગ્રતા થવાપૂર્વક જ્ઞાનાચારની શુદ્ધિ

થાય છે ને સાથેસાથે જ્ઞાનક્રિયાની અપૂર્વ આરાધના થાય છે તે કારણથી યોગોદ્વહન કરનાર કરાવનારાઓએ તે વિષયમાં નિપુણતા મેલવવી જોઇએ કે જેથી ક્રિયા શુદ્ધ બની શકે.

વિશેષ જ્ઞાનાચારની શુદ્ધિના કારણભૂત એવા આ યોગદ્વહનને ઉઠાવનારા મહાત્માઓએ પોતાની અજ્ઞાનતાથી યોગોદ્વહન કર્યાં નહિ અને કરાવ્યા નહિ છતાં તેઓની વંશપરંપરામાં જન્મેલાઓએ તે પોતાના વડિલોની ભૂલ સુધારીને યોગોદ્વહન કરવા, કરાવવાનું શરૂ કર્યું છે એજ હર્ષનો વિષય છે.

જો કે હાલમાં યોગોદ્વહન માનવાપૂર્વક યોગોદ્વહન શરૂ કર્યાં છતાં યોગ સંબંધી પુરતું જ્ઞાન મેળવેલું નહિ હોવાથી પંચપરમેષ્ઠિમાંના ત્રીજે પદે બીરાજમાન છતાં, રાધનપુર જેવા શહેરમાં ચઉતર મહીનાની ઓળી જેવા અસજ્ઝાયના દિવસોમાં કાલગ્રહણ લેઇને પોતાના શિષ્ય, પ્રશિષ્યને અનુક્રમે પંચપરમેષ્ઠિપદના ત્રીજા, ચોથાપદે બિરાજમાન કરીને યોગ સંબંધી પોતાની અજ્ઞાનતા જાહેર કરવા સાથે કરેલી ભૂલનો મિચ્છામિ-દુક્કડં માંગવાને બદલે ભૂલ બતલાવનારને પોતાની નીતિ પ્રમાણે ભાંડવાનું શરૂ કર્યું એટલોજ ખેદનો વિષય છે. છતાં તે આત્માઓને કર્મ વિવર આપે, સદ્બુદ્ધિ સૂઝે અને તપાગચ્છ શાખા દૂષંના મનોરથોને દૂર કરીને પોતે સન્માર્ગે આવશે અથવા તેમની વંશપરંપરાવાલા સન્માર્ગ સન્મુખ થશે તે વખતે આનંદરૂપી સાગરમાં ઝિલતા જૈનશાસનને દેખીને અમારો ખેદ દૂર થવા સાથે કરેલો પ્રયત્ન સફલ મનાશે.

આ બાબતમાં તેવી ભૂલ જાણે અજાણે પણ બીજાથી ન થાય તે ખાતર **પ્રથમ સ્વ૦ શ્રી પન્યાસજી ખાંતિવિજયજી મહારાજે** છપાવેલી યોગવિધિ ઉપરથી સુધારા વધારા સાથે આ બીજી આવૃત્તિ પ્રગટ કરવામાં આવે છે.

સં. ૧૯૯૯ આસો વદ ૩
શનીવાર, ખંભાત.
સ્વ. શ્રેષ્ઠી ગુલાબદાસ
નાનચંદ પોળ.

લિ૦
**જ્ઞાનસાગર.**

મહારાજશ્રી યશોવિજયજી મહારાજ, દ્વાદશીના સ્તવનની ઢાલ ૬ ઠી ગાથા ૧-૩-૪-૫-૬ માં જણાવે છે કે-

'સમકિત સૂધું રે તેહનું જાણીએ જે માને ગુરુ આણ
સૂત્રને વાંચે રે યોગ વહિ કરી કરે પંચાંગી પ્રમાણ । સમ૦ ॥૧॥
ઉદ્દેશાદિક ક્રમ વિણ જે ભણે આશાતે તેહ નાણ
જ્ઞાનાવરણીય બાંધે તેહથી ભગવઇ અંગ પ્રમાણ । સમ૦ ॥૩॥
શ્રીનંદી અનુયોગ દુવારમાં ઉતરાધ્યયને રે યોગ
કાલગ્રહણનો વિધિ સઘલો કહ્યો ધરીએ તે ઉપયોગ । સમ૦ ॥૪॥
ઠાણે ત્રીજે રે વળી દશમે કહ્યું યોગ વહે જે સાધ
આગમેસિભદ્રા તે સંપજે તરે સંસાર અગાધ । સમ૦ ॥૫॥
યોગવહિને રે સાધુ શ્રુત ભણે, શ્રાવક ને ઉપધાન
તપ ઉપધાને રે શ્રુત પરિગ્રહ કહ્યા નંદિએ તેહ નિદાન । સમ૦॥૬॥

અર્થ-સૂત્ર (પંચાંગી) માનવા પૂર્વક યોગોદ્વહન કરે તેનેજ આજ્ઞાધારી એટલે સમ્યકત્વવાલા કહ્યા છે એટલુંજ નહિ પણ ઉદ્દેશાદિક ક્રમ વગર સૂત્ર ભણે તે જ્ઞાનની આશાતના કરવાવાલા જ્ઞાનાવરણીય કર્મો બાંધે છે તે અધિકાર ભગવતી સૂત્રમાં છે. (૧-૩) વિશેષ નંદિ, અનુયોગ અને ઉત્તરાધ્યયનમાં કાલગ્રહણનો વિધિ કહેલો છે તે ઉપયોગપૂર્વક ચિત્તમાં ધારી લેવા જેવો છે તેમજ ઠાણાંગજી સૂત્રના ત્રીજા તથા દશમા ઠાણામાં લખ્યું છે કે જે આત્મા યોગોદ્વહન કરે છે તે ભવિષ્યમાં કલ્યાણ સંપદાના ભોક્તા બનવાપૂર્વક સંસાર સમુદ્રને તરી જવાવાલા થાય છે. (૪-૫) સાધુયોગ વહન કરીને શ્રુત સિદ્ધાંત ભણે અને શ્રાવક ઉપધાન વહિને પોતાને ઉચિત સૂત્ર ભણે એ પ્રમાણે શ્રીનંદિસૂત્રમાં તપ ઉપધાન કરીને શ્રુત ગ્રહણ કરવાનું કહ્યું છે. (૬)

ઉપર મુજબ સિદ્ધાંતની સાક્ષીઓ આપીને યોગ અને ઉપધાનનું સમર્થન કર્યું એટલુંજ નહિ પણ યોગોદ્વહન કરવાથી શ્રીશ્રુતજ્ઞાનની આરાધના કરવાદ્વારાએ શ્રી તીર્થંકર ભગવંત અને ગણધર ભગવંતની આજ્ઞાનું પાલન થાય છે, મનની એકાગ્રતા થવાપૂર્વક જ્ઞાનાચારની શુદ્ધિ

થાય છે ને સાથેસાથે જ્ઞાનક્રિયાની અપૂર્વ આરાધના થાય છે તે કારણથી યોગોદ્વહન કરનાર કરાવનારાઓએ તે વિષયમાં નિપુણતા મેળવવી જોઈએ કે જેથી ક્રિયા શુદ્ધ બની શકે.

વિશેષ જ્ઞાનાચારની શુદ્ધિના કારણભૂત એવા આ યોગદ્વહનને ઉઠાવનારા મહાત્માઓએ પોતાની અજ્ઞાનતાથી યોગોદ્વહન કર્યા નહિ અને કરાવ્યા નહિ છતાં તેઓની વંશપરંપરામાં જન્મેલાઓએ તે પોતાના વડિલોની ભૂલ સુધારીને યોગોદ્વહન કરવા, કરાવવાનું શરૂ કર્યું છે એજ હર્ષનો વિષય છે.

જો કે હાલમાં યોગોદ્વહન માનતાપૂર્વક યોગોદ્વહન શરૂ કર્યાં છતાં યોગ સંબંધી પુરતું જ્ઞાન મેળવેલું નહિ હોવાથી પંચપરમેષ્ઠિમાના ત્રીજે પદે બીરાજમાન છતાં, રાધનપુર જેવા શહેરમાં ચૈતર મહીનાની ઓળી જેવા અસજ્ઝાયના દિવસોમાં કાલગ્રહણ લેઈને પોતાના શિષ્ય, પ્રશિષ્યને અનુક્રમે પંચપરમેષ્ઠિપદના ત્રીજા, ચોથાપદે બિરાજમાન કરીને યોગ સંબંધી પોતાની અજ્ઞાનતા જાહેર કરવા સાથે કરેલી ભૂલનો મિચ્છામિ-દુક્કડં આપવાને બદલે ભૂલ બતાવનારને પોતાની નીતિ પ્રમાણે ભાંડવાનું શરૂ કર્યું એટલોજ ખેદનો વિષય છે. જ્યાં તે આત્માઓને કર્મ વિવર આપે, સદ્બુદ્ધિ મળે અને તપાગચ્છ શાખા રૂપના મનોરથને દૂર કરીને પોતે સન્માર્ગે આવશે અથવા તેમની વંશપરંપરાવાળા સન્માર્ગ સન્મુખ થશે તે વખતે આનંદરૂપી સાગરમાં ઝિલતા જૈનસમાજને દેખીને અમારો ખેદ દૂર થવા સાથે કરેલો પ્રયત્ન સફળ મનાશે.

આ બાબતમાં તેવી ભૂલ જાણે અજાણે પણ બીજાઓ ન કરે તે ખાતર પ્રથમ સ્વ૦ શ્રી પન્યાસજી ખાંતિવિજયજી મહારાજે છપાવેલી યોગવિધિ ઉપરથી સુધારા વધારા સાથે આ બીજી આવૃત્તિ પ્રગટ કરવામાં આવે છે.

સં. ૧૯૯૯ આસો વદ ૩
શનીવાર, ખંભાત.
ઠે. શેઠી ભુવાળીક-
નાનચંદ પોળ

લિ૦
સાગર.

# શુદ્ધિ પત્રક.

| પાનું. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૪ | ઠવણી નીચે કાઢી નાંખવું | ૦ |
| ૮ | ૩ | નંદીપૂર્ણ થયા પછી ખમા૦મુહપત્તિ પડિલેહી, બે વાંદણા દેવાં. | |
| ૯ | ૫-૭ | તુમ્હાણુ | તુમ્હાણું |
| ૧૧ | ૧૧ | ખસા૦ | ખમા૦ |
| ,, ટીપ૦૧૧ | | વાધાઈ | વાધાઇ, અધરત્તિ |
| ૧૨ | ૫ | પાટલી | સ્થાપનાજી |
| ,, | ૧૦ | તહત્તિ પછી બન્ને જણ એમ સુધારવું | |
| ,, ટીપ૦ ૭ | | સ્થાપવી | મૂકવી |
| ૧૩ | ૨ | પુજ | પુંજી |
| ,, | ૧૦ | થાપે | થાપે |
| ૨૩ | ૮ | આઉત્તવાણામ | આઉત્તવાણય |
| ૨૪ | ૮ | બહાં | બેહાં |
| ૨૬ | ૬ | ડાબો | ડાબા |
| ૩૦ | ૨૧ | પાળીની | પાલીની |
| ૩૨ | ૬ | હંમેશાં | શેષકાલમાં |
| ૩૨ ટીપ૦ | ૧૧ | આઉત્તવાણયવાળા | માંડલીના સાત આયંબીલ સિવાયના |
| ,, ,, | ૧૨ | પાપડણુ | પાપડનું |
| ૩૪ | ૨ | વાંદણા પછી— | ઇચ્છા૦સંદિ૦ભગં૦ સુધારવું |
| ,, | ૨ | સંદિસાહૂ પછી— | ઇચ્છં, ખમા૦ઇચ્છા૦સંદિ૦ભગ૦ ,, |
| ,, | ૩ | ઠાઉં પછી— | ઇચ્છં, ખમા૦ ,, |
| | ૬ | પોગનિખેવાવણી પછી— | નંદિકરા૦વાસકરા૦દેવવંદા૦ કાઉ૦ કરા૦ સુધારવું. |

| પાનું. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૫ | ૧૩ | ઘતરિ | ઘત્તારિ |
| ૪૩ | ૨૩ | રન્ને | અરન્ને |
| ૪૮ | ૧૦ | બાદુત્તિ. | બાદુંચિ |
| ,, | ૧૫ | પડિલેહિઅ બે વાર જોઇએ એમ સુધારવું | |
| ૫૨ | ૬ | પંચ મહાવય | પંચ મહવ્વય |
| ૫૩ | ૨ | સુહપત્તિ | મુહપત્તિ |
| ૫૩ | ૨૨ | આરોવિયં બે વાર જોઇએ એમ સુધારવું | |
| ૫૫ | ૯ | ઘતન્ને | ઘતંગ્ગે |
| ,, | ૧૩ | અપલગ્ઘંતે | અપલંઘતે |
| ૬૦ | ૧૮ | મતે | ભંતે |
| ૬૧ | ૩ | પરિણામો, દુંસણે | પરિણામો, દંસણં |
| ૭૨ | ૨૨ | સ. ૧ | શ. ૧ |
| ૭૮ | ૧૮ | ખમ્રા૦ | ખમા૦ |
| ૮૨ | છેલ્લી | તદધ્યયનાદિનો ઉદ્દેશ સમુદ્દેશ અનુજ્ઞાઃ ક્રિયતે એવં યદા શ્રુતસ્કંધાન્તઃ સ્યાત્ | |
| ૮૪થી૧૧૧ | | તા. ક. દરેક સૂત્રના છેલ્લા દિવસો આઠ સંધિના સમજવા | |
| ૧૧૮ | ટીપ્પ૦ | ગૈશાલા— | ના બદલે ચમરાની દર્વી |
| ૧૨૦ | | ૧૧-૧૨ સમાધાન પા. ૧૨૬ ફકરા ૩૬ માં છે. | |
| ૧૨૭ | ૩ | ગણી પછી ખમા૦અવિધિ આશાતના ૧ નવકારથી ઉત્થાપી ૧ નવકારથી થાપી ખમા૦ | |
| ૧૪૪ | ૨ | ખમા૦ ના બદલે વાંદણા ને બેસણે સંદિસાહુ બેસણેઠાઉંના આદેશ ખમા૦પૂર્વક લેવા | |

# અનુક્રમણિકા.

સકલ સમીહિતપૂરક શ્રી શંખેશ્વરપાર્શ્વનાથાય નમઃ ।
અનંતલબ્ધિનિધાનાય શ્રીગૌતમ સ્વામિને નમઃ ।

# શ્રી બૃહદ્યોગવિધિ.

---

## યોગપ્રવેશ–વિધિ.

પ્રથમ પ્રવેશને દિવસે નાંણુ અથવા ઠવણી માંડી (નીચે પાંચ મોટા કેશરના તથા સવાપચીશ શેર અથવા ૧। શેર ચોખાના સાથીયા કરાવવા, તે ઉપર શ્રીફળ પાંચ વા બદામ મુકાવવાં, તથા રૂપીયા સવાપાંચ નાંણુમાં અથવા રૂા. ૧। ઠવણી નીચે મુકાવવો. ઉપરની ક્રિયા વ્રતધારી અથવા સધવા સ્ત્રી પાસે કરાવવી. પછી જોગ કરનારને ક્રિયા કરાવવી, સાધુ કપડો કાંબળી દુરે મુકે, સાધ્વી કાંબળી દુરે મુકે, યોગ વહન કરાવનારે સવારની પ્રતિલેખનાદિ ક્રિયા પૂર્ણ કરી વાસક્ષેપ લઇ, શિષ્યની પાસે મુકામની ચારે તરફ સો સો ડગલાં વસ્તિની તપાસ કરાવવી, તેમાં કાંઇ હાડકાદિ હોય તો કઢાવી પછી શિષ્ય ગુરૂ પાસે આવી કહે, ભગવન્ ! સુદ્ધા વસહિ, ગુરૂ કહે તહત્તિ, પછી શિષ્ય નાંણુને ચારે બાજુએ એકેક નવકાર ગણતો, તથા ગુરૂને નમસ્કાર કરતો નાંણુને ત્રણ પ્રદક્ષિણા આપે, અથવા સ્થાપના ખુલ્લા મુકેલા હોય, તેની ચારે બાજુએ એક એક નવકાર ગણતો તથા ગુરૂને નમસ્કાર કરતો ત્રણ પ્રદક્ષિણા આપી ખમા૦ઇર્ઇ ઇરિયાવહીયં પડિક્કમિ યાવત સંપાઉં લોગસ્સ

# અનુક્રમણિકા.

સકલ સમીહિતપૂરક શ્રી શંખેશ્વરપાર્શ્વનાથાય નમઃ ।
અનંતલબ્ધિનિધાનાય શ્રીગૌતમ સ્વામિને નમઃ ।

# શ્રી બૃહદ્યોગવિધિ.

## યોગપ્રવેશ–વિધિ.

પ્રથમ પ્રવેશને દિવસે નાંદ્ર અથવા ઠવણી માંડી (નીચે પાંચ મોટા કેશરના તથા સવાપચીશ શેર અથવા ૧। શેર ચોખાના સાથીયા કરાવવા, તે ઉપર શ્રીફળ પાંચ વા બદામ મુકાવવાં, તથા રૂપીયા સવાપાંચ નાંદ્રમાં અથવા રૂા. ૧। ઠવણી નીચે મુકાવવો. ઉપરની ક્રિયા વ્રતધારી અથવા સધવા સ્ત્રી પાસે કરાવવી. પછી જોગ કરનારને ક્રિયા કરાવવી, સાધુ કપડો કાંબળી દુરે મુકે, સાધ્વી કાંબળી દુરે મુકે, યોગ વહન કરાવનારે સવારની પ્રતિલેખનાદિ ક્રિયા પૂર્ણ કરી વાસક્ષેપ લઈ, શિષ્યની પાસે મુકામની ચારે તરફ સો સો ડગલાં વસ્તિની તપાસ કરાવવી, તેમાં કાંઈ હાડકાદિ હોય તો કઢાવી પછી શિષ્ય ગુરૂ પાસે આવી કહે, ભગવન્ ! સુદ્ધા વસહિ, ગુરૂ કહે તહત્તિ, પછી શિષ્ય નાંદ્રને ચારે બાજુએ એકેક નવકાર ગણતો, તથા ગુરૂને નમસ્કાર કરતો નાંદ્રને ત્રણ પ્રદક્ષિણા આપે, અથવા સ્થાપના ખુલ્લા મુકેલા હોય, તેની ચારે બાજુએ એક એક નવકાર ગણતો તથા ગુરૂને નમસ્કાર કરતો ત્રણ પ્રદ[illegible]
ખમા૦ દેઈ [illegible] પડિક્કમિ યાવત સંપૂર્ણ [illegible]

ખમા૦દઇ ઇચ્છા૦ સંદિસહ ભગવન ! વસહિ પવેઉં ? ગુરૂ કહે પવેઓ, શિષ્ય-ઇચ્છં, ખમા૦દઇ ભગવન્ ! સુદ્ધા વસહિ ગુરૂ કહે તહત્તિ. શિષ્ય-ખમા૦ દઇ ઇચ્છા૦ સંદિસહ ભગવન્ ! મુહપત્તિ પડિલેહું ? ગુરૂ કહે પડિલેહો. શિષ્ય-ઇચ્છં કહી મુહપત્તિ પડિલેહી, ખમા૦ઇચ્છકારિ ભગવન્ ! તુમ્હે અમ્હં શ્રીયોગ ઉખેવો ? ગુરૂ કહે ઉખેવામિ, શિષ્ય-ઇચ્છં કહી ખમા૦ઇચ્છકારિ ભગવન્ ! તુમ્હે અમ્હં શ્રી યોગ ઉખેવાવણી નંદીકરાવણી વાસનિક્ષેપ કરો ? ગુરૂ કરેમિ, એમ કહી ત્રણ નવકાર ગણવા પૂર્વક વાસક્ષેપ નાંખતાં, ઉખેવ-નંદિપવત્તેહ નિત્થારગ પારગાહોહ એમ બોલે, શિષ્ય તહત્તિ પછી ખમા૦દઇ ઇચ્છકારિ ભગવન્ ! તુમ્હે અમ્હં શ્રીયોગ ઉખેવાવણી નંદીકરાવણી વાસનિક્ષેપ કરાવણી દેવ વંદાવો ? ગુરૂ૦વંદાવેમિ એમ કહે, શિષ્ય ઇચ્છં કહે ખમા૦શ્રીપાર્શ્વનાથનું ચૈત્યવંદન કરે, ગુરૂ બોલે ને શિષ્ય સાંભળે, જંકિંચિ, નમુથ્થુણં, બે જાવંતિ, નમોર્હંત્ ઉવસગ્ગહરં, જયવીયરાય પછી પ્રતિમાજી હોય તો નાંદને પડદો કરાવી બે વાંદણાં દેવરાવી, શિષ્ય ખમા૦દઇ ઉભા ઉભા કહે, ઇચ્છકારિ ભગવન્ ! તુમ્હે અમ્હં શ્રીયોગ ઉખેવાવણી નંદી-કરાવણી વાસનિક્ષેપ-કરાવણી દેવવંદાવણી કાઉસ્સગ્ગ કરાવો ? ગુરૂ૦ કરેહ, શિષ્ય ઇચ્છં શ્રીયોગ ઉખે૦ નંદી૦વાસ૦દેવ૦ કરેમિ કાઉસ્સગ્ગં અન્નથં૦ એક લોગસ્સનો સાગરવરગંભીરા સુધી કાઉસ્સગ્ગ કરી, પારી પ્રગટ લોગસ્સ કહી બે વાંદણાં દેવાં અથવા તિવિહેણ ખમા૦ પૂર્વક બેસણે સંદિસાહુ તથા ખમા૦બેસણે ઠાઉં કહે, અને ખમા૦ અવિધિ આશાતનાનો મિચ્છામિ દુક્કડં.

ઇતિ યોગ પ્રવેશ વિધિ.

(નંદી) ત્યારપછી નાંણને અથવા ઠવણીને ચારે બાજુ

એકેક નવકાર ગણતાં અને ગુરૂને નમસ્કાર કરતાં ત્રણ પ્રદક્ષિણા આપી ખમા૦વસહિ પવેઉં ? ઇચ્છં ઇચ્છા૦ખમા૦ શુદ્ધાવસહિ, (આ બે આદેશ પૂર્વે માગેલા હોય તો માગવાની જરૂરનથી) ખમા૦ઇ ઇરીયાવહીયં પડિક્કમિ લોગસ્સ પર્યંત કહી ખમા૦ ઇચ્છા૦ સં૦ ભ૦ ! મુહપત્તિ પડિલેહું ? ગુ૦ પડિલેહ, ઇચ્છં, કહી મુહપત્તિ પડિલેહી ખમા૦ઇ ઇચ્છકારિ ભગવન્ ! તુમ્હે અમ્હં શ્રી આવશ્યક શ્રુતસ્કંધ (અથવા જે સૂત્ર હોય તે) ઉદ્દેસાવણી નંદી કરાવણી (બીજી રીતે અનુજ્ઞા હોય તો તે દિવસે) શ્રીઆવશ્યક શ્રુતસ્કંધ અણુન્નાવણી નંદી કરાવણી વાસનિક્ષેપં કરેહ ? ગુરૂ કહે કરેમિ, ગુરૂ ત્રણ નવકાર ગણવાપૂર્વક વાસનિક્ષેપ કરે તે વખતે ઉદ્દેશ નંદિ પવત્તેહ (અનુજ્ઞાનંદિ પવત્તેહ) નિત્થારગ પારગાહોહ બોલે, ને શિષ્ય તહત્તિ પછી ખમા૦ ઇચ્છકારિ ભગવન્ ! તુમ્હે અમ્હં શ્રીઆવશ્યક શ્રુતસ્કંધ ઉદ્દેસાવણી નંદી–કરાવણી વાસનિક્ષેપ–કરાવણી દેવ વંદાવો ? ગુરૂ કહે વંદાવેમિ.

ॐनमःपार्श्वनाथाय, विश्वचिन्तामणीयते । ह्रींधरणेन्द्रवैरोट्यापद्मादेवी युतायते ॥ १ ॥ शान्तितुष्टिमहापुष्टिधृतिकीर्तिविधायिने । ॐ ह्रींद्विड्व्यालवैतालसर्वाधिव्याधिनाशिने ॥२॥ जयाऽजिताऽऽख्याविजयाऽऽख्याऽपराजितयाऽन्वितः । दिशांपालैर्ग्रहैर्यक्षैर्विद्यादेवीभिरन्वितः ॥३॥ ॐ असिआउसाय नमस्तत्र त्रैलोक्यनाथताम् । चतुःषष्टिसुरेन्द्रास्ते, भासन्ते छत्रचामरैः ॥४॥ श्री शंखेश्वरमण्डन ! पार्श्वजिन ! प्रणतकल्पतरुकल्प ! चूरय दुष्टव्रातं, पूरय मे वाञ्छितं नाथ ! ॥५॥

પછી જંકિંચિ૦ નમુત્થુણં૦અરિહંત ચેઇયાણં૦ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી નમોર્હંત કહી નીચે જણાવેલ થુઇ ( ? )

अर्हस्तनोतु स श्रेयः—श्रियं यद्ध्यानतो नरैः ।
अप्यैन्द्री सकलाऽत्रैहि, रंहसा सह सौच्यत ॥ १ ॥

પછી લોગસ્સ૦સવ્વલોએ અરિહંત૦અન્નત્થ૦કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી નીચેની બીજી થુઇ ભણવી.

ओमिति मन्ता यच्छासनस्य नन्ता सदायदंह्रींश्च ।
आश्रीयते श्रिया ते, भवतो भवतो जिनाः पान्तु ॥२॥

પછી પુખ્ખરવરદી૦ સુઅસ્સ ભગવઓ૦વંદણવત્તિયાએ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી, પારી નીચેની ત્રીજી થુઇ ભણવી.

नवतत्वयुता त्रिपदीश्रिता रुचिज्ञानपुण्य शक्तिमता ।
वरधर्मकीर्त्तिविद्याऽऽनन्दाऽऽस्या जैनगीर्जीयात् ॥३॥

પછી સિદ્ધાણં૦કહી શ્રીશાંતિનાથ આરાધનાર્થં કરેમિ કાઉસ્સગ્ગં વંદણ૦એકલોગસ્સ (સાગરવરગંભીરા સુધી) નો કાઉસ્સગ્ગ કરી, પારી નમોઽર્હત્૦ કહી નીચેની ચોથી થુઇ બોલવી.

श्रीशान्तिःश्रुतशान्तिः,प्रशान्तिकोऽसावशान्तिमुपशान्तिम् ।
नयतु सदा यस्य पदाः, सुशान्तिदाः सन्तुसन्ति जने ॥४॥

પછી શ્રી દ્વાદશાંગી–આરાધનાર્થં કરેમિ કાઉસ્સગ્ગં વંદણ૦ એક નવકારનો કાઉ૦નમોઽર્હત્૦ કહી પાંચમી થુઇ કહેવી.

सकलार्थसिद्धिसाधनबीजोपाङ्गा सदा स्फुरदुपाङ्गा ।
भवतादनुपहतमहातमोऽपहा द्वादशाङ्गी वः ॥५॥

શ્રી શ્રુતદેવતા–આરાધનાર્થં કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ૦ એક નવકારનો કાઉ૦નમોઽર્હત્૦ કહી નીચેની છઠ્ઠી થુઇ કહેવી.

यत्रवदति न वाग्वादिनि !, भगवति ! कः ? श्रुतसरस्वति
... ! रङ्गत्तरङ्गमतिवरतरणिस्तुभ्यं नम इतीह ॥६॥

શ્રીશાસન દેવતા–આરાધનાર્થં કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ૦ એક નવકારનો કાઉ૦નમોઽર્હત્ કહી નીચેની સાતમી થુઈ ભણવી.

उपसर्गवलयविलयननिरता जिनशासनावनैकरताः ।
द्रुतमिह समीहितकृते स्युः शासनदेवता भवताम् ॥७॥

સમસ્ત વૈયાવચ્ચગરાણં૦ કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ૦ એક નવકારનો કાઉ૦નમોઽર્હત્ કહી નીચેની આઠમી થુઈ ભણવી.

सङ्घेऽत्र ये गुरुगुणौघनिधे सुवैयावृत्यादिकृत्यकरणैकनिबद्धकक्षाः । ते शान्तये सह भवन्तु सुराः सुरीभिः, सद्दृष्टयो निखिलविघ्नविघातदक्षाः ॥८॥

ત્યારપછી એક નવકાર પ્રગટ બોલી બેસીને નમુત્થુણં૦ જાવંતિ૦નમોઽર્હત્ પછી પંચપરમેષ્ઠિ સ્તવ—

ओमिति नमो भगवओ, अरिहन्तसिध्धाऽऽयरियउवज्झाय।
वरसव्वसाहुमुणिसंघधम्मतित्थपवयणस्स ॥१॥
सप्पणव नमो तह भगवई, सुयदेवयाइ सुहयाए ।
सिवसंति देवयाणं, सिवपवयणदेवयाणं च ॥२॥
१ २ ३ ४ ५ ६ ७ ८
इन्दागणिजमनेरईयवरुणवाऊकुबेरईसाणा ।
९ १०
बंभो नागुत्ति दसण्हमवि य सुदिसाण पालाणं ॥३॥
१ २ ३ ४ ५
सोमयमवरुणवेसमणवासवाणं तहेव पंचण्हं ।
तह लोगपालयाणं, सूराइगहाण य नवण्हं ॥४॥
साहंतस्स समक्खं, मज्झमिणं चेव धम्मणुट्ठाणं ।
सिद्धिमविग्घं गच्छउ, जिणाइनवकारओ धणियं ॥५॥

પછી જયવીયરાય૦ સંપૂર્ણ, પછી (પ્રતિમાજી હોય
ઈને પડદો.

पवत्तेइ, निःधारग पारगा होइ (अनुशा नंदी पवत्तइ અનુજ્ઞા હોય ત્યારે) એમ ત્રણવાર નંદી સુત્રનો પાઠ સંભળાવી વાસનિક્ષેપ કરે ત્યારે શિષ્ય ઈચ્છામો અણુસટ્ઠિં કહે. હવે અનુષ્ઠાન વિધિ લખે છે—

ખમા૦દઈ ઇચ્છકારિ ભગવન્! તુમ્હે અમ્હં શ્રીઆવશ્ય શ્રુતસ્કંધ ઉદ્દિસહ. ગુરૂ કહે ઉદ્દિસામિ, શિષ્ય૦ઇચ્છં ૨ ખમા૦સંદિસહ કિં. ભણામિ ? ગુરૂ૦વંદિત્તા પવેહ, શિષ્ય૦ ઇચ્છં કહી. ૩ ખમા૦ઇચ્છકારિ ભગવન્! તુમ્હે અમ્હં શ્રી આવશ્યક શ્રુતસ્કંધ ઉદ્દિટ્ઠં ઇચ્છામો અણુસટ્ઠિં, ગુરૂ૦ ઉદ્દિટ્ઠં ઉદ્દિટ્ઠં ખમાસમણાણં હત્થેણં સુત્તેણં અત્થેણં તદુભયેણં જોગં કરિજ્જાહિ ? શિષ્ય તહત્તિ ૪ ખમા૦તુમ્હાણં પવેઇયં સંદિસહ સાહુણં પવેએમિ ? ગુરૂ૦પવેહ, શિષ્ય ઇચ્છં ૫ ખમા૦ એક નવકાર ગણવા પૂર્વક ત્રણ પ્રદક્ષિણા દેવી, વાસક્ષેપ લેતા જવો (દરેક નંદીમાં) ૬ ખમા૦તુમ્હાણં પવેઇયં સાહુણં પવેઇયં સંદિસહ કાઉસ્સગ્ગં કરેમિ ? ગુરૂ કહે કરેહ, શિષ્ય ઇચ્છં, ૭ ખમા૦ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! શ્રી આવશ્યકશ્રુતસ્કંધ ઉદ્દેસાવણી કરેમિ કાઉસ્સગ્ગં અન્નથ૦કાઉસ્સગ્ગ લોગસ્સ એક સાગરવરગંભીરા સુધી કરી, પારી પ્રગટ લોગસ્સ સંપૂર્ણ કહી (અનુજ્ઞાની નંદીમાં બે વાંદણાં આપી) ખમા૦ ઇચ્છાકારેણ સંદિ૦ ભગવન્! બેસણું સંદિસાઉં ? ગુરૂ કહે સંદિસાવેહ, શિષ્ય-ઇચ્છં ખમા૦ ઇચ્છા૦ સંદિસહ ભગવન્ ? બેસણું ઠાઉં? ગુરૂ૦ ઠાજો. શિષ્ય-ઇચ્છં કહી ખમા૦ વિધિ કરતાં અવિધિ હુઓ હોય તે સવિહું મન વચન કાયાએ કરી મિચ્છામિ દુક્કડં.

ઇતિ નંદિ વિધિ.

પછી પડદો લેવરાવીને પ્રભુ સામે, ઇચ્છકારિ ભગવન્ ! તુમ્હે અમ્હં શ્રી આવશ્યક શ્રુતસ્કંધ ઉદ્દેસાવણી નંદિકરાવણી, વાસનિક્ષેપ કરાવણી, દેવવંદાવણી નંદિસૂત્ર સંભલાવણી કાઉસ્સગ્ગ કરાવો; ગુરૂ કહે કરેહ શિષ્ય ઇચ્છં, કહી ખમા૦દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! શ્રી આવશ્યકશ્રુતસ્કંધ ઉદ્દેસાવણી નંદિકરાવણી વાસનિક્ષેપ કરાવણી દેવવંદાવણી નંદીસૂત્ર સંભલાવણી કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ૦કહી એક લોગસ્સનો સાગરવરગંભીરા સુધી કાઉસ્સગ કરી, પારી પ્રગટ લોગસ્સ કહે, ગુરૂ પણ ખમા૦દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! શ્રીઆવશ્યક શ્રુતસ્કંધ ઉદ્દેસાવણી નંદી૦વાસ૦દેવ૦નંદી સુત્ર કઢાવણી કાઉસ્સગ્ગ કરૂ ? ઇચ્છં કહી શ્રી આવ૦ઉ૦નંદિ૦વાસ૦ દેવ૦નંદી સુત્ર કઢાવણી કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ૦કાઉસ્સગ્ગ પુર્વવત્, પ્રગટ લોગસ્સ કહે, પછી શિષ્ય ખમા૦દઈ ઇચ્છકારિ ભગવન્ ! પસાય કરી શ્રીનંદીસૂત્ર સંભળાવોજી ગુરૂ કહે સાંભળો, શિષ્ય હાથ જોડી માથું નમાવી સાંભળે, પછી ગુરૂ ખમા દઇ ઇચ્છા૦સંદિ૦ ભગવન્ ! શ્રીનંદીસૂત્ર કહું ? કહી[1] એક નવકાર અને નીચેનો પાઠ એ પ્રમાણે ત્રણવાર બોલે.

नाणं, पंचविहं पन्नत्तं, तंजहा-आभिणिबोहियनाणं सुयनाणं, ओहिनाणं, मणपज्जवनाणं, केवलनाणं: तथ्थ चत्तारि नाणाइं टप्पाइं टवणिज्जाइं नो उद्दिसिज्जंति, नो समुद्दिसिज्जंति, नो अणुन्नविज्जंति, सुयनाणस्स उद्देसो समुद्देसो अणुन्ना अणुओगो पवत्तइ, इमं पुणपट्ठवणं पडुच मुणि सागरस्स साहुणो सिरिप सिरिआवस्सगसुअक्खंध उद्देसानंदी

[1] કોઈ ગૃહસ્થને વ્રત વિગેરેની નંદિ હોય તો સામાન્યથી ગણુત્રા ૩૫ નંદિસૂત્ર કહેવું.

पवत्तेइ, नित्थारग पारगा होह (अनुज्ञा नंदी पवत्तइ અનુજ્ઞા હોય ત્યારે) એમ ત્રણવાર નંદી સુત્રનો પાઠ સંભળાવી વાસનિક્ષેપ કરે ત્યારે શિષ્ય ઈચ્છામો અણુસટ્ઠિં કહે. હવે અનુષ્ઠાન વિધિ લખે છે—

ખમા૦દઈ ઈચ્છકારિ ભગવન્! તુમ્હે અમ્હં શ્રીઆવશ્ય શ્રુતસ્કંધ ઉદ્દિસહ. ગુરૂ કહે ઉદ્દિસામિ, શિષ્ય૦ઈચ્છં ૨ ખમા૦સંદિસહ કિં. ભણામિ? ગુરૂ૦વંદિત્તા પવેહ, શિષ્ય૦ ઈચ્છં કહી. ૩ ખમા૦ઈચ્છકારિ ભગવન! તુમ્હે અમ્હં શ્રી આવશ્યક શ્રુતસ્કંધં ઉદ્દિટ્ઠં ઈચ્છામો અણુસટ્ઠિં, ગુરૂ૦ ઉદ્દિટ્ઠં ઉદ્દિટ્ઠં ખમાસમણાણં હથ્થેણં સુત્તેણં અથ્થેણં તદુભયેણં જોગં કરિજ્જાહિ? શિષ્ય તહત્તિ ૪ ખમા૦તુમ્હાણં પવેઈયં સંદિસહ સાહૂણં પવેએમિ? ગુરૂ૦પવેહ, શિષ્ય ઈચ્છં ૫ ખમા૦ એક નવકાર ગણવા પૂર્વક ત્રણ પ્રદિક્ષણા દેવી, વાસક્ષેપ લેતા જવો (દરેક નંદીમાં) ૬ ખમા૦તુમ્હાણું પવેઈઅં સાહૂણં પવેઈઅં સંદિસહ કાઉસ્સગં કરેમિ? ગુરૂ કહે કરેહ, શિષ્ય ઈચ્છં, ૭ ખમા૦ ઈચ્છાકારેણં સંદિસહ ભગવન્! શ્રી આવશ્યકશ્રુતસ્કંધ ઉદ્દેસાવણી કરેમિ કાઉસ્સગ્ગં અન્નથ૦કાઉસ્સગ્ગ લોગસ્સ એક સાગરવરગંભીરા સુધી કરી, પારી પ્રગટ લોગસ્સ સંપૂર્ણ કહી (અનુજ્ઞાની નંદીમાં બે વાંદણાં આપી) ખમા૦ ઈચ્છાકારેણ સંદિ૦ ભગવન! બેસણે સંદિસાઉં? ગુરૂ કહે સંદિસાવેહ, શિષ્ય–ઈચ્છં ખમા૦ ઈચ્છા૦ સંદિસહ ભગવન? બેસણે ઠાઉં? ગુરૂ૦ ઠાજો. શિષ્ય–ઈચ્છં કહી ખમા૦ વિધિ કરતાં અવિધિ હુઓ હોય તે સવિહું મન વચન કાયાએ કરી મિચ્છામિ દુક્કડં

(ઉપરોક્ત રીત્યા અનુજ્ઞાની નંદી કરાવવી પરંતુ ઉદ્દેશને બદલે અનુજ્ઞા એટલો પાઠ ફેરવી બોલવો.)

નંદી પૂર્ણ થયાની સાથેજ[1] ખમા૦ઈચ્છકારિ ભગવન્! તુમ્હે અમ્હં શ્રી આવશ્યકશ્રુતસ્કંધે પ્રથમ અધ્યયનં ઉદ્દિસેહ? ગુરૂ૦ઉદ્દિસામિ, ઈચ્છં. (તેમજ દશવૈકાલિક હોય ત્યારે શ્રી દશવૈકાલિકશ્રુતસ્કંધે પ્રથમ અધ્યયન ઉદ્દેસો ? તે પ્રમાણે બોલવુ) ખમા૦સંદિસહ કિં ભણામિ ? ગુરૂ૦ વંદિત્તા પવેહ, ઈચ્છં, ખમા૦ઈચ્છકારિ ભગવન્! તુમ્હે અમ્હં શ્રી આવશ્યક શ્રુતસ્કંધે પ્રથમં અધ્યયનં ઉદ્દિટ્ઠં ઈચ્છામો અણુસટ્ઠિં, ગુરૂ૦ ઉદ્દિટ્ઠં ઉદ્દિટ્ઠં ખમાસમણાણં હત્થેણં સુત્તેણં અત્થેણં તદુભયેણં જોગં કરિજ્જાહિ, શિષ્ય૦તહત્તિ, ખમા૦તુમ્હાણં પવેઈઅં સંદિસહ સાહૂણં પવેએમિ ? ગુરૂ૦ પવેહ, ઈચ્છં ખમા૦ નવકાર એક ગણવો, ખમા૦તુમ્હાણં પવેઈયં સાહૂણં પવેઈયં સંદિસહ કાઉસ્સગ્ગં કરેમિ ? ગુરૂ કરેહ, ઈચ્છં ખમા૦ ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્? શ્રી આવશ્યક શ્રુતસ્કંધે પ્રથમં અધ્યયનં ઉદ્દેસાવણી કરેમિ કાઉસ્સગ્ગં અન્નથ૦ કાઉસગ્ગ પૂર્વવત્ કરવો.* ખમા૦ ઈચ્છકારિ ભગવન્! તુમ્હે અમ્હં શ્રી આવશ્યકશ્રુતસ્કંધે પ્રથમં અધ્યયનં સમુદ્દેસહ ? ગુરૂ૦ સમુદ્દેસામિ, ઈચ્છં, (દશવૈકાલિક હોય ત્યારે શ્રી દશવૈકાલિક શ્રુતસ્કંધે પ્રથમ અધ્યયન સમુદ્દેસહ બોલવું) ખમા૦ સંદિસહ

---

[1] એકલો ઉદ્દેશ હોય તો છેવટના બે વાંદણા આપી બેસણે સંદિ. બેસણે ઠાઉં અવિધિ આશાતનાદિ, પણ અધ્યયનના ઉદ્દેશ પછી તુરત સમુદ્દેશ આવે.

* એકલો સમુદ્દેશ હોય તો બે વાંદણા દેવરાવવા ને તિવિહેણ ૨ બેસણે સંદિસાહુ વિગેરે કહેવું.

ખમાસમણા નીચે પ્રમાણે. ખમા૦ ઇચ્છકારિ ભગવન્ ! તુમ્હે અમ્હં શ્રીઆવશ્યક શ્રુતસ્કંધે પ્રથમ સામાયિક અધ્યયન અણુજાણહ ? ગુરૂ૦અણુજાણામિ, ઈચ્છં ખમા૦સંદિસહ કિં ભણામિ? ગુરૂ૦વંદિત્તાપવેહ, ઇચ્છં ખમા૦ઇચ્છકારિ ભગવન્ ! તુમ્હે અમ્હં શ્રીઆવશ્યક શ્રુતસ્કંધે પ્રથમ સામાયિક અધ્યયન અણુન્નાયં ઇચ્છામો અણુસઠ્ઠિં ગુરૂ૦ અણુન્નાયં અણુન્નાયં ખમાસમણાણં હત્થેણં સુત્તેણં અત્થેણં તદુભયેણં સમ્મં ધારિજ્જાહિ અન્નેસિંચ પવજ્જાહિં, ગુરૂગુણેહિંવુડ્ઢિજ્જાહિ નિથ્થારગપારગા હોહ, શિષ્ય૦તહત્તિ ખમા૦ તુમ્હાણં પવેઇઅં સંદિસહ સાહૂણં પવેએમિ ? ગુરૂ૦ પવેહ, ઇચ્છં ખમા૦૧ નવકાર ખમા૦તુમ્હાણં પવેઇયં સાહૂણં પવેઇયં સંદિસહ કાઉસ્સગ્ગં કરેમિ ? ગુરૂ૦ કરેહ, ઇચ્છં, ખમા૦ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! શ્રી આવશ્યક શ્રુતસ્કંધે પ્રથમ સામાયિક અધ્યયન અણુજાણાવણિ કરેમિ કાઉસ્સગ્ગં અન્નથ૦ કાઉસ્સગ્ગ આદિ પૂર્વવત્ પછી* બે વાંદણાં આપી ઉભા ઉભા ઇચ્છા૦ સંદિ૦ ભગવન્! બેસણે સંદિસાઉં ? ગુરૂ૦ સંદિસાવેહ, ઇચ્છં ખમા૦ ઇચ્છા૦ સંદિસહ ભગવન્! બેસણે ઠાઉં ? ગુરૂ૦ ઠાજો. ઇચ્છં, ખમા૦ અવિધિ આશાતનાનો મિચ્છામિ દુક્કડં. પછી પવેણાની વિધિ કરાવવી પાના ૨૧ મુજબ.

---

*કાલિકયોગ હોય તો બે વાંદણાં ઇચ્છા૦સંદિ૦ભ૦ કાલમાંડલાં સંદિસાઉં ? ગુરૂ૦સંદિસાવેહ, ઇચ્છં ૨ ખમા૦ ઇચ્છા૦ સં૦ ભ૦ કાલમાંડલાં પડિલેહશું ? ગુરૂ૦પડિલેહજો, ઇચ્છં ૩ ખમા૦ ઇચ્છા૦ સં૦ભ૦ સજ્ઝાય પડિક્કમશું ? ગુર પડિક્કમજો, ઇચ્છં ૪ ખમા૦ ઇચ્છા૦ સં૦ પભાઇ ( બે કાલગ્રહણ હોય તો પહેલી ક્રિયામાં વિરતિ ) કાલ ગુરૂ૦ પડિક્કમજો, ઇચ્છં.

# શ્રી કાલિકયોગ અનુષ્ઠાન વિધિ.

## શ્રી ગુંતરાં દેવાનો વિધિ.

સ્થાપનાજી ખુલ્લા રાખવા, સો ડગલાંમાં વસહિ શુદ્ધ કરવી, પ્રથમ કાલગ્રહી એ કાજો લેવો, પછી નાસીકા ચિંતવણી સાવધાન બોલી પૂંજતા પૂંજતા પાટલી તરફ જાય, પછી દાંડીધર પાટલી છુટી મૂકે પછી બન્ને જણ સાથે ખમા૦દેઈ ઇરિયાવહી પડીક્કમે સૂત્ર દાંડીધર બોલે, પછી દાંડીધર ખમાસમણ દેઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! વસહિ પવેઉં? કાલગ્રહી કહે પવેઓ, દાંડીધર ઇચ્છં કહી પછી ખમાસમણ દેઈ, ભગવન્! સુદ્ધા વસહિ, કાલગ્રહી કહે તહત્તિ, ઇચ્છા૦ ખમા૦ ઇચ્છા૦સંદિ૦ભગ૦પચ્ચક્ખાણ કર્યું છેજી.[3] ઇચ્છા૦ખમા૦ ઇચ્છા૦સંદિ૦ભગ૦સ્થંડિલ પડિલેહશું? પછી ડાંડીધરે નીચે બેસી પાટલી[4], મુહપત્તિ, ડાંડીઓ, તગડી, પડિલેહવી પછી

3 પ્રથમ વાઘાઇ ને અધ્ધરત્તિના ગુંતરામાં પચ્ચખાણ ને સ્થંડિલના આદેશ માગ્યા હોય અને તેના તેજ કાલગ્રહી, દાંડીધર હોય તો વિરત્તિ, પભાઇના ગુંતરામાં ફરી પચ્ચખાણ સ્થંડિલના આદેશ માગવાની જરૂર નથી ને દાંડીધર કાલગ્રહી જુદા હોય તો ફરી તે બે આદેશ માગવા. માંડલાં દક્ષિણ ઉત્તર, પશ્ચિમ, પૂર્વ એ પ્રમાણે સાત સાત વખત કરતાં ૪૯ થાય તેમાં એક કાલગ્રહણે એક વખત ને બીજા કાલગ્રહણે જરા ખસીને બીજી વખત એમ માંડલાં કરવાં.

4 પાટલી ૨૫ બોલથી પડિલેહી જમીન પુંજી સ્થાપવી પછી મુહપત્તિ ૨૫ બોલથી પડિલેહી પાટલી ઉપર મુકવી પછી ડાંડીઓ બે દશ દશ બોલથી પડિલેહી મુહપત્તિ ઉપર મુકવી તગડી ચાર બોલથી પડિલેહી તે ઉપર મુકવી.

પાટલી બરાબર પડે નહિ તેવી રીતે લેઈ, દાંડીધર ઉભો થઈ કાલગ્રહી ૧૦ બોલથી દંડાસણ પુંજીને લે પછી જગ્યા પુંજી આપે ત્યાં ઉભો રહે, પછી કાલગ્રહી કાલમાંડલાં કરે તેમાં દરેક કાલગ્રહણનાં ૪૯-૪૯ માંડલાં કરે પછી દંડાસણ નીચે મુકતાં મુકતાં દાંડીધર બોલે કે દિશાવલોક હોય છે? ત્યારે કાલગ્રહી કહે હોય છે. પછી દાંડીધર નીચે બેસી જગ્યા પુંજી પાટલી હાલે નહી તેવી રીતે ઠરાવીને મુકે, અને પાટલી ઉપરથી તગડી લઈ પાટલી હાલતી હોય તો અટકાવે, નહીં તો છુટી નીચે મુકે, પછી દાંડીધર એક નવકાર બોલે અને બન્ને જણા ઉભા ઉભા એક નવકાર ગણી થાપે, પછી દાંડીધર ખમાસમણ દઈ ઇચ્છાકારેણ સંદિસહ વસહિ પવેઉં? કાલગ્રહી કહે પવેઓ. ઇચ્છં કહી ખમાસમણ દેઇ શુદ્ધા વસહિ, કાલગ્રહી કહે તહત્તિ. પછી બન્ને જણ ખમાસમણ દેઈ, અવિધિ આશાતનાનો મિચ્છામિ-દુક્કડં દેઈ સવળો હાથ રાખી એક નવકારે પાટલી ઉથાપે. બધાં નુતરાંની ક્રિયા થઇ રહી હોય તો પછી સ્થંડિલ પડિલેહવા ઇતિ.

## કાલગ્રહીનો વિધિ.

સ્થાપનાજી ખુલ્લા રાખવા, સો ડગલામાં વસહિ શુદ્ધ કરવી વિરતી પછાઇ પશ્ચિમ દિશાએ લેવાં, કાલ માંડલાંનું સ્થાપન પશ્ચિમ દિશાએ કરવું, વાઘાઇ અદ્ધરત્તિના કાળ માંડલાં દક્ષિણ દિશાએ કરવાં, અજુવાલે પખવાડે પહેલી રાતના કાલ ગ્રહણ વાઘાઇ એકમ બીજને ત્રીજ લેવાં ન લાભે. કાલે લેતી વખતે પાટલી દાંડીધર પોતાના હાથમાં રાખે. પ્રથમ કાલગ્રહી કાજો લે, પછી પાટલી છુટી કરી બે જણા સાથે ઇરીયાવહીયા

પડીકમે દાંડીધર ડાબી બાજુએ રહે કાલગ્રહી જમણી બાજુએ રહે. દાંડીધર જ્યારે પાટલી કરીને લઇ ઉભો થાય ત્યારે તેને કાલગ્રહી જગ્યા પુંજી આપવી, પછી કાલગ્રહી માંડલાં કરે તેમાં દરેક કાલગ્રહણનાં સાત સાત વખત માંડલાં ૪૯ કરે, દાંડીધર જ્યારે દિશાવલોક હોય છે? એમ કહે ત્યારે કાલગ્રહી કહે હોય છે. કાલગ્રહી પણ એક નવકારથી ઉભે ઉભે પાટલી થાપે. દાંડીધર જ્યારે પભાઇ કાલ સ્થાપું? એમ કહે ત્યારે કાલગ્રહી કહે સ્થાપો, દાંડીધર દાંડી લઈ મુઠીવાળી ઉભો થાય ત્યારે કાલગ્રહી પણ દાંડીધરની સાથે એક નવકાર ગણે પછી દાંડીધર કાલગ્રહી બન્ને જણ ખમાસમણ દે, દાંડીધર જ્યારે પભાઇ કાલ પડિઅરૂ? કહે ત્યારે કાલગ્રહી કહે પડિઅરો. પછી કાલગ્રહી મથ્થએણવંદામિ આવસ્સીઆએ ઇચ્છં "આસજ્જ, આસજ્જ, આસજ્જ, નીસીહિ" એમ ત્રણ વાર બોલતો બોલતો પૂર્વ દિશા તરફ જાય, છેવટ નમો ખમાસમણું કહી કાલગ્રહી ત્યાં ઉભો રહે. દાંડીધર આવ્યા પછી કાલગ્રહી, મથ્થએણવંદામિ આવસ્સીઆએ ઇચ્છં "આસજ્જ, આસજ્જ, આસજ્જ નીસીહિ" (એમ ત્રણવાર) કહેતો પાટલી તરફ જાય, છેવટ નમો ખમાસમણાણું કહે ત્યાં ખમાસમણ દેઇ ઇચ્છાકારેણ સંદિસહ ઇરીયાવહીયં પડિક્કામિ० ઇચ્છં એક નવકારનો કાઉસગ્ગ કરી નમો અરિહંતાણં બોલ્યા [illegible]ગર ઉપર નવકાર એક કહી ખમાસમણ દેઈ, ઇચ્છાકારેણ સંદિસહ મુહપત્તિ પડિલેહુ? ઇચ્છં કહી મુહપત્તિ પડિલેહી, [illegible] વાંદણાં દેઈ પછી ઉભો ઉભો ઇચ્છાકારેણ સંદિસહ પભાઈ [illegible]લ સંદિસાઉં ઇચ્છં ખમાસમણ દેઈ ઇચ્છાકારેણ સંદિસહ [illegible] કાલ લેઉ? ઇચ્છં કહી, મથ્થએણવંદામિ આવસ્સી-

આએ ઇચ્છં "આસજ્જ, આસજ્જ, આસજ્જ નીસીહિ"(એમ ત્રણવાર) કહે તો, પૂર્વ દિશાએ આવે છેવટે નમો ખમાસમણાણં, કહી ઉભા ઉભા મત્થએણવંદામિ ઇરીયાવહીયં પડિક્કમિ૦ ઇચ્છં ઇચ્છામિ પડિ૦ઇરીયાવહી પડિક્કમિ૦ એક નવકારનો કાઉસગ્ગ કરી; ઉપર નમો અરિહંતાણં બોલ્યા વગર એક નવકાર કહી, બન્ને જણ સાથે બેસે. કાલગ્રહી મુહપત્તિ પડિલેહી કાલ માંડલું કરે, બીજો કાલ માંડલે કમરમાં દાંડી ખોસવા માટે ઓઘાની સંજ્ઞાથી દાંડીધર પાસેથી દાંડી લે, એટલે કાલગ્રહી ઓઘો ઉંચો કરે ને દાંડીધર ઓઘાની દશીઓ દ્વારાએ દાંડી આપે છેલ્લે કાલ માંડલે મુહપત્તિ તથા દાંડી સાથે ઉપાડીને દાંડી કાલગ્રહી ઓઘાની સંજ્ઞાથી દશીઓદ્વારા પાછી દાંડીધરને આપે. કાલગ્રહી એક નવકારે દાંડી થાપે, પછી કાલગ્રહી ઓઘાની દશી (૧) ઓઘાની દોરી (૨) મુહપત્તિનો છેડો (૩) ચોલપટાનો છેડો (૪) કંદોરાનો છેડો (૫) એમ પાંચ વાનાં ભેગાં કરી ઉભો થતો 'નીસીહિ નમો ખમાસમણાણં' એમ બોલે, ત્યારે દાંડીધર પણ ઉભો થતો 'ઇચ્છકારિ સાહવો ઉવવુત્તા હોહ પભાઈ (જે કાલ હોય તે બોલે) કાલ વાર વટ્ટે, એમ બોલે, તે વખતે બીજા યોગીઓ અને કાલગ્રહી વાર વટ્ટે એમ બોલે, પછી દીશા ફેરવીને કાલગ્રહી પભાઈ કાલ લેવાવણી કરેમિ કાઉસ્સગ્ગં, અન્નથ૦ એક નવકારનો કાઉસ્સગ્ગ કરે (ત્યારે દાંડીધર, કાલગ્રહીના ખભા પૂંજે અને સત્તર ગાથા પુરી થાય ત્યારે પગ પૂંજી આગળ જગ્યા પૂંજી આપે) ઉપર નમો અરિહંતાણં બોલ્યા વિના, લોગસ્સ સાગરવરગંભીરા સુધી કહીને, પછી ધમ્મો મંગલની સત્તર ગાથા કહે, એમ ચાર તરફ કાઉસ્સગ્ગ કરે, ચારે દિશાએ કર્યા પછી ચોથી સત્તર

છેડે એક નવકારનો કાઉસ્સગ્ગ કરે ઉપર નમો અરિહંતાણં કીધા વગર એક નવકાર કહે પછી મથ્થએણ વંદામિ ઇચ્છં "આસજ્જ, આસજ્જ, આસજ્જ નીસીહિ" (ત્રણ વાર) કહેતા વારાફરતી બન્ને જણ પાટલી સામા જાય ત્યાં, નમો ખમાસમણાણં, કહે પછી કાલગ્રહી ખમાસમણ દઈ ઇચ્છાકારેણ સંદિસહ ઇરિયાવહીયં પડિક્કમામિ, ઇચ્છં કહી એક નવકારનો કાઉસ્સગ્ગ, (નમો અરિહંતાણં બોલ્યા સિવાય) ઉપર એક નવકાર કહીને ખમા૦ દેઇને ઇચ્છાકારેણ સંદિસહ મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં કહી મુહપત્તિ પડિલેહી, બે વાંદણાં દેઇ[1] ઉભો ઉભો ઇચ્છાકારેણ સંદિસહ પભાઇ કાલ પવેઉં ? ઇચ્છં ખમાસમણ દેઇ ઇચ્છકારિ સાહવો પભાઇ કાલ સુજે ? એમ કહે તે વખતે દાંડીધર કહે સુજે, (બીજા યોગીઓ હોય તો તે પણ સૂજે એમ સાથે બોલે ) પછી કાલગ્રહી કહે ભગવન્ ! સું. પભાઈ કાલ જાવ શુદ્ધ, (વિરતિ કાલ, વાઘાઈ કાલ, અદ્ધરત્તિ કાલ, શુદ્ધ ત્રણમાં જાવ શબ્દ ન વાપરવો) એમ કહે, પછી બન્ને જણ ખમાસમણ દેઇ કાલગ્રહી કહે ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સજ્ઝાય કરૂં ? ઇચ્છં એમ કહી ૧ નવકાર ગણી ધમ્મો મંગલની પાંચ ગાથા કહે, પછી દાંડીધર ખમાસમણ દેઇ ઇચ્છકારિ સાહવો દિઠ્ઠં સુયંકિંચિ ? એમ કહે ત્યારે કાલગ્રહી

---

૧ પડીક્કમણું કર્યા પછી તુરતજ વાઘાઈ કાલગ્રહણ લેવાય તે વખતે વાંદણાંમાં દેવસિય શબ્દ બોલવો અને અદ્ધરત્તિ કાલગ્રહણ પોરીસી ભણાવ્યા પછી લેવાય એટલે અદ્ધરત્તિ, વિરતિ અને પભાઇમાં વાંદણાં વખતે રાઇય શબ્દ બોલવો.

કાલગ્રહણમાં જે નામનું કાલગ્રહણ હોય તે નામ દરેક સ્થાને વ.

ને બીજા યોગીઓ કહે નહિંચિ,, પછી તેજ અખતે દાંડીધર દાંડીને પાટલી ઉપર મુકે, પછી બંને જણ સાથે ખમાસમણ દેઈ અવિધિ આશાતનાનો મિચ્છામિ દુક્કડં દેઈ એક નવકાર ગણી પાટલી ઉથાપે. ઇતિ.

## દાંડીધરનો વિધિ.

બંને જણ સાથે ઇરિયાવહી પડિક્કમિ, દાંડીધર ખમાસમણ દેઇ ઇચ્છિારેણ સંદિસહ ભગવન્! વસહિ પવેઉં ? કાલગ્રહી કહે પવેઓ, ઇચ્છં, ખમાસમણ દેઈ, ભગવન્! સુદ્ધા વસહિ! કાલગ્રહી તહત્તિ, પછી ક્રમે પાટલી મુહપત્તિ, પચિસ બોલથી. દાંડીઓ દશ દશ બોલથી, તગડી ચાર બોલથી, પડિલેહવી, પછી પાટલી વિગેરે લેઈને કાલગ્રહી જગ્યા પુંજી આપે ત્યાં દાંડીધર ઉભો રહે, કાલગ્રહી જ્યારે કાલમાંડલાં કરી રહે અને દંડાસણ જ્યારે નીચે મુકે, ત્યારે દાંડીધર કહે દિશાવલોક હોય છે? કાલગ્રહી કહે હોય છે! પછી દાંડીધર પાટલી નીચે મુકીને એક નવકારે બેઠાં સ્થાપે ને એક નવકારે ઉભાં સ્થાપે સાથે કાલગ્રહી પણ એક નવકાર ઉભા સ્થાપે પછી દાંડીધર ખમાસમણ દઇ ઇચ્છાકારેણ સંદિસહ વસહિ પવેઉં ? કાલગ્રહી કહે પવેઓ; ઇચ્છં ખમાસમણ દઈ સુદ્ધા વસહિ, કાલગ્રહી કહે તહત્તિ, પછી દાંડીધર ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણીજ્જાએ નિસિહીઆએ બોલતાં પાટલી પરથી દાંડી લે અને મનમાં મત્થએણ વંદામિ બોલવાપૂર્વક દશ બોલથી દાંડી પલેવે પછી ઇચ્છાકારેણ સંદિસહ પભાઇ કાલ થાપું ? એમ બોલે કાલગ્રહી કહે થાપો, પછી દાંડીધર ઇચ્છં કહી બેસીને એક નવકાર પાટલી સામો ગણે ને એક નવકાર હાથમાં રહેલી દાંડી સામો ગણે, પછી ઉભો થઇને ...

પડતું પ્ર.) એક પહોર ૨૪, અકાલ ગાજનું બે પહોર ૨૫ આર્દ્રા નક્ષત્ર આરંભી સ્વાતિ નક્ષત્ર સમાપ્તિ લગે વિજગાજન [illegible] અસ૦ નહિ, વારા ન જોઇએ. વિશાખા લાગે ત્યારથી જોઇએ ૨૬, વર્ષાકાળે ૭, શીતકાલે ૫, અને ગ્રીષ્મકાલે ૩, તારાપતન [illegible] અસ્વાધ્યાય ૨૭, માણુસ્સં અસ૦ સયહથ્થં જો વિચાલે [illegible] દિસીએ ગાડાનો પંથ હોય તો અસજ્ઝાઇયં ન હોઇ, મં[illegible] ૧ સોણિય ૨ ચમ્મે ૩ અહોરત્તં દંતવિણ્ણ રોગ મણુ[illegible] અઠ્ઠિએસુ પુણુ જીવવિપ્પમુક્કદિણારંભતો હથ્થસયપણ્ણંતરઠિએ[illegible] બારસવરિસાણિ અસ૦ ૨૮, મ્લેચ્છની બકરી ઇદને દિને અસ[illegible] ૨૯, તથા ચંદ્રગ્રહણે ઉત્કૃષ્ટ પ્રહર ૧૨ અસ૦, તે કિમ-કિણુ[illegible] ઉત્પાત વિશેષે ચંદ્ર ઉગતો ગ્રહે તેહવોજ સર્વ રાત્રી પર્યં[illegible] આથમ્યો એટલે એણી રાત્રીના પ્રહર ૪, અનેરા અહોરાત્ર[illegible] એવં પ્રહર ૧૨.[1]

અથ અનેરા પ્રકાર કહિયે છીયે-કોઇ એક સાધુ ન [illegible] કિણહિ વેલાએ ગ્રહણ હોસ્યે પરં ઇમ જાણે જે પુનમ[illegible] ગ્રહણ છે તિણિ રાત્રે વાદલ માંહિ ચંદ્રમા ન દીઠે પ્રહર [illegible] રાત્રિના ટલ્યા. પ્રભાત વેળા વાદલનિવર્ત્યે દીઠે [illegible] ચંદ્રમા આથમતો ગ્રહ્યો, તિણે કારણે રાત્રિના પ્રહર ૪ [illegible] અનેરા અહોરાત્રિ એવં પ્રહર ૧૨, પુનિમ [illegible] ગ્રહણ હુવે તો પ્રહર ૮ અસ૦ એવં પ્રહર ૮ [illegible] મધ્યે ગ્રહ્યો અને મૂકયો તો જેટલી રાત્રિશેષ [illegible]

---

૧. આચરણા પ્રમાણે ગ્રહણની અસજ્ઝાઇ [illegible] યાવત્ બીજા દિવસના સૂર્યોદય સુધી. સિવાય [illegible] નહિ પણ જો આથમતા ચંદ્રગ્રહણ હોય. [illegible] ગણાય ને દિવસ પડે, ચંદ્રગ્રહણમાં [illegible]

ગ્રહણની મધ્યમ અસ૦ જાણવી, સૂર્યગ્રહણે ઉત્કૃષ્ટ પ્રહર ૧૬ અસ૦ તે કિમ ઉત્પાત-ગ્રહણે-ઉગતો સુર્ય ગ્રહ્યો તથાઅવસ્થ થકો આથમ્યો, તિવારે પ્રહર ૪ દિવસના પૂર્વના, પ્રહર ૪ રાત્રિના અનેરા પછીના અહોરાત્રિ એવં પ્રહર ૧૬.

વળી અનેરો પ્રકાર કહીયે છીએ. સવાદલે દિન ગ્રહણ ન દિસે, અને કોઇ સાધુ ન જાણે દીવેલા ગ્રહણ હોસે, તિણે કારણે તે સંપૂર્ણ દિન (૪ પ્રહર) ટાળ્યો, આથમતો ગ્રહ્યો દીઠો, એણે વિશેષ રાત્રિના પ્રહર ૪, અનેરા વલી અહોરાત્રી, એવં પ્રહર ૧૬, જઘન્યતઃ પ્રહર ૧૨ તે કિમ-આથમતો સૂર્ય ગ્રહ્યો તેવોજ આથમે, તો રાત્રિના પ્રહર ૪, અનેરા અહોરાત્રિ, એવં પ્રહર ૧૨, જઈ પુણ દિનમાંહી ગ્રહ્યો અને દિવસેજ મૂકાણો તો ગ્રહણના કાલથકી, અહોરાત્ર અસ૦, એવં અસ૦ ગ્રહણની, તથા વ્યંતરકૃત ગુંજારવે અહોરાત્રિ અ૦, તથા સંધ્યા ૪ ઉદય ૧ મધ્યાહ્ન ૨ અર્ધરાત્રિ ૩ અસ્તમનવેલા ૪ એટલા અનધ્યાય ઇણે નિષેદ્ધકાલે, સજ્ઝાય ભણતાં અલ્પર્ધિક દેવતાદિકની છલના થાય, જે પ્રમાદી સાધુ તે વિશેષે છલાય માટે અપ્રમાદિ રહિયે, અપ્રમાદિને આધાસાગરોપમની કાંઈક ઉણી સ્થિતિએ વર્તસાન દેવતા છલી ન શકે, જે આધાસાગરોપમની સ્થિતિએ વર્તે, તે અપ્રમાદી સાધુને પણ પૂર્વ વૈર સ્મરણ થકી છલે, તેણે કારણે નિષેધ-કાલિકસૂત્રનો યોગ વહિવો ગુણવો ન સુઝે, માંહો માંહે મ્લેચ્છાદિકને યુધ્ધે તાવત્કાલ અસ૦, અથવા ઉપાશ્રય ઢુકડા સ્રી પુરૂષને કલહે, દંડિક મૃત્યુ પહૂતે જ્યાંલગે અનેરો ન હોવે ત્યાંલગે અ૦, પરચકાદિકે ભય ઉપને યાવત્ કાલ ભય ઉપસમે નહિ તાવત્ ભણવો ગુણવો ન સૂઝે, માણસને રૂધિર

પડયે ઉદ્ધરિયેહુતે અહોરાત્રિ અ૦, અથ મેઘવૃષ્ટિ થઈ તે રૂધિર પોવાણે તિલિજ્જ વેલા સુત્રે તથા ઘડીમાંહી રાત્રિ થકી રૂધિર પડયો તત્કાલ ઉદ્ધરિઓ તો સૂર્ય ઉદયે સુઝે, તથા સ્મશાન ભૂમિકાએ અસ્થિ બલ્યાં, તદનંતર વૃષ્ટિ સહિત વહ્યાનો અસ૦ નથી, અન્યથા દાંત સિવાય મનુષ્યના હાડ સો હાથ માંહી વરસ ૧૨ અસ૦ થાય.

યોગના વિશેષ બોલ—એકવારં પ્રતિલેખિતપાટઃયાઃપુરતઃ સર્વેપિ કાલાઃ પ્રવેદ્યંતે ન પુનઃ પુનઃ તસ્યાઃ પ્રતિલેખનં કાર્યં ૧, કાલપ્રવેદનાનંતરંતુ યદા સ્વાધ્યાયપડાવનં ક્રિયતે, તદા પુનરપિ પાટલી પ્રતિલેખિતા વિલોકયતે એવ ૨, કસ્યચિદ્ યોગસ્ય સંઘટ્ટકાનિ અવશિષ્યમાણાનિ સ્યુઃ સ યદિ ભગવત્યંગે પ્રવિશતિ, તદા ભગવતી મધ્યેપિ સંઘટ્ટકાનિ ક્રિયંતે, આઉત્તવાણકે યાવન્તો દિના અધિકાઃ સ્યુઃ તાવન્તો ભગવતી મધ્યે ન ગણ્યન્તે ૩, યોગિનો વિહર્તું ગતસ્ય ત્રિપણકોત્સંઘટ્ટને (દૂર થઈ જાયતો) ત્રિપણક દવરક ટોપ્પરિકા કરણં. (ફરી કરવું પડે) પાત્રકેશર્યાઅપિ (કરણું) ભવતિ ૪, શેષકાલે કામલી ઉપર દાંડીમાંહી કાલ લીધાં સુઝે, વરસાતે પુનઃ પાટલીજ ઉપરે કાલ લીધાં સુઝે ૫, બેસજ્ઝાય પડાવી બેહુ કાલનું અનુષ્ઠાન કરે, તેવારપછી એક સજ્ઝાય પડાવી ને બીજું કાલમાંડલું કીજે, અન્યથા એક કાલ રહે; બીજું કાલ જાય; કાલ સજ્ઝાય વિના કોના આધારે રહે ? ૬; નંદિવર્જ નિશિથ અધ્યયન પૂર્વકઃ શ્રી કલ્પવ્યવહારો ભવતિ; તતઃ શ્રીકલ્પવ્યવહારદશાશ્રુતસ્કંધોદ્દેશનંદિઃ, ઇચ્છ૦ ભગ૦ તુમ્હે૦ અમ્હં શ્રીકલ્પવ્યવહારદશાશ્રુતસ્કંધે કલ્પાધ્યયન ઉદ્દેશો ? યથા કલ્પાધ્યયનોદ્દેશને તથા વ્યવહારેપિ; એવં પ્રથમ દશાધ્યયન દ્વિતીય દશાધ્યયનાદિ દશ દશાધ્યયનેષુ સર્વત્ર શ્રી

કલ્પવ્યવહાર દશાશ્રુતસ્કંધસ્ય નામગૃહ્યતે ૭, ગુરૂપાર્શ્વે અપ્રતિલેખિતરજોહરણે વંદનકાનિ ન શુધ્યંતિ વસતિરપિ પ્રવેદિતા (અપ્રતિલેખિતરજોહરણે) ન શુધ્યતિ ૮, અપ્રમાર્જીતે સ્થાને વારિકરણં (વારિપાનં) ભક્તપાનીયં સુખપોતિકાપ્રતિલેખનં સંઘટ્ટાઉત્તવાણયોઃ ગ્રહણં મોચનં ચ ન શુધ્યતિ ૯, અનાચારિકેણ કાલા ગૃહ્યન્તે તદ્ગ્રહીતા કાલાઃ સર્વયોગિભિર્ગૃહ્યંતે ૧૦; સંજાતોપસ્થાપનસ્ય એવ શિષ્યસ્ય પ્રમાર્જન દિશાવલોકન વસતિશોધન પ્રવેદન (જણાવવું) દંડક ગુરૂવિષ્ટર (આસન) પ્રતિલેખન કાજક પરિષ્ઠાપનાદિકં સર્વયોગિનાં કલ્પતે નાન્યથા ૧૧, ભગવત્યા અર્વાગ્નિશિથાધ્યયન કલ્પવ્યવહાર ઉવવાઈયાદિ ઉપાંગ ૪ ઉત્કાલિક આચામ્લ ૧૨, પ્રકીર્ણકં સહેતુકં ગુર્વાદેશાત્ જ્ઞાતા ધર્મકથા શ્રી મહાનિશિથાદિયોગા વોઢું કલ્પંતે ૧૩, અણુત્તરોવવાઈદશાંગે ચઉકાલ લેવા ન લાભે ૧૪; ભગવતીમાંહી ચમરા લગે એકાંતર આંબીલ પછે[1] આઠ ઉસાસ મોઈઅવધારિ કાઉસ્સગ્ગ કીજે ૧૫; ઇચ્છા૦ સંદિ૦ભગ૦વિરતિકાલ પભાઈકાલસ્થાનકે સ્થાપું ? ગુરૂ કહે સ્થાપય; શિષ્ય ભણે ઇચ્છં; તે પછી પભાઈ કાલનો અનુષ્ઠાન કીજે ૧૬; સરસ્વેલ. (સરસીયું) કડુઆશ કેડવા ભણી જેજે ઘાણ ત્રણ ઘાલ્યા હોય તે; સરસ્વેલ વિગઈ નો (નિવિયાતો) જાણવો ૧૭; આકસંભીમાંહી દિનવધે તો છેહડે આંબીલ કરવું જોઇએ; પણ જો કાલ ગયો ન હોય તો ૧૮; યોગમાંહે ઉદ્દેશો પહેલો દિન અકાળ સંજ્ઞાદિક ટીપ આવી હુઇ આલોયણમાંહી પેસારે વડા નતુ (તતો-પ્ર સમવાયાંગાદૌ) ૧૯; સંઘટ્ટે આઉત્તવાણે ભાત

---

૧. આચરણા પ્રમાણે હાલ ૭૫ કાલગ્રહણ સુધી એકાંતર આંબીલ ... ગોશાલાની દસી વખતે ઉપરનો કાઉસગ્ગ કરાવાય છે.

દિનત્રયભવનાનંતરમેવોત્તાર્યતે, યાવત્ કાલત્રયં દિનત્રયંન સ્યાત્ તાવન્નોત્તાર્યતે. અપરયોગસંબદ્ધાપરયોગસ્ય કાલત્રયભવને તુ ઉત્તાર્યતે, દિનત્રયં ભવતુ મા વા અન્યયોગસંબદ્ધ દિનદ્વયસ્ય ત્રયસ્ય વા પૂર્વે ભાવાદ્ અન્યથા દિનાનામપિ ત્રયં વિલોક્યતે. દિનેષુ ન નિયમઃ કાલત્રયે પુનર્નિયમઃ ૩૦, અસ્વાધ્યાયે સતિ યન્નવ્યયોગેષુ પ્રવેશનં તદપ્રમાણં, યદિ પુનરસ્વાધ્યાયંવિના પ્રવિશ્યતે, પશ્ચાદસ્વાધ્યાયં પતતિ, તદા ત્રિણિ દિનાનિ કર્ત્તવ્યાનિ એવ ૩૧, જ્યાંલગે સાતિકા ન લાગે ત્યાંલગે ઉત્તરાધ્યયનીયા અને આચારાંગીયા કાલે આગલે પાછલે સરિખા જાણવા; માંહોમાંહે લીધો દીધો; ગયું આવ્યું સુઝે ૩૨, ભગવઈએ વુટ્ઠાએ (અનુજ્ઞા થયા પછે) સંઘટ્ટય આઉત્તવાણય પુત્તિઓ ન પેહિજ્જંતિ; સંઘટ્ટાનિ પુણ આરંભદિણા પારબ્ભ છમાસાણં આરઓ ચેવ પુરિજ્જંતિ ૩૩ સમિકેષુ તપસો ન નિયમઃ યદિ કશ્ચિદ્ લઘુઃ સ્યાત્ તદા નિર્વિકૃતિદ્વયમપિકાર્યતે તતઃ આચામ્લં કાલેષુ ૭ પૂર્ણેષુ અહુટ્ઠદિણેષુ આચારિકો ભવતિ ૩૪; અસંખએ ૧ સાતિકાધ્યયને ૨ ખખંધો ૩ ગોસાલો ૪, ચમરો ૫ એ પાંચે સ્થાનકે, જો કોઇ રીતે કાલ ન સુઝે તો પાછલા કાલનો અનુષ્ઠાન ન જાય પણ આયંબિલ કરે; એમ વડા કહે છે ૩૫, યોગિનો અર્થાય ચેદ્ગણિના: અપ્રતિલેખિત વસ્ત્રેણ (અગણિના પ્રતિલેખિત વસ્ત્રેણ પ્ર.) પાનીયાદિ વિહ્રિયતે તત્પાનીયં યોગિના સ્વવસ્ત્રાણિ અપ્રતિલેખ્યાપિ સ્થંડિલાદિષુ ગત્વા સંઘટ્ટકાદિ ગૃહિત્વા વ્યાપાર્યતે ન દોષઃ ૩૬, યોગિનો અપ્રતિલેખિતેષુ વસ્ત્રેષુ હસ્ત શતં યાવત્ સંઘટ્ટકંયાતિ, એકશઃ પ્રતિલેખિતેષુ ચ સર્વત્ર સંઘટ્ટકંયાતિ પરંતાનિ કિલન્ન ત્રિપન્નકાદિષુ અલ્પતાનિ (અચ્યટિતાનિ)

ન વિધીયન્તે યદિ ચ અભ્યર્ટતિ તત્ પાત્રકાદિ ઉત્સંઘટિતં સ્યાત્ ૩૭, સાતિકાના કાલ સાથે ૨-૩-૪ લેવા લાભે, સાતિકા કાલનું અનુષ્ઠાન થયા પછી સપ્તદિન વિના બીજા યોગિઓ સાથે સુજે, સપ્તદિન વિના આયોકાલ લેવો ન લાભે, આલોયણ હૃઆપાખે દિન વધતે શેષકાલે અતેછતે કાલ સુજે ૩૮, કલિકયોગેષુ; ૧ થી ૭ કાલગ્રહણ સુધી ૧ દિવસ વધે, એમ આગળ પણ જાણવું, યથા ઉત્તરાધ્યયને ૨૮ કાલ, ૩૨ દિવસ, તથા અકાલિકેપિ, પરં સાત દિવસ થએ ૧ દિવસ વધે ૩૯, મુખ્યવૃત્યા યેન યે યોગા વ્યૂઢાઃ તેન તેષામેવ પ્રવેશોત્તારણાદિકં વિધીયતે તદભાવે તુ નંદ્યનુયોગદ્વારયોગવાહિના સર્વેષ્વવ્યૂઢયોગેષુ પ્રવેશઃ તેભ્યો નિર્ગમનં ચ કાર્યતે, તયોઃ (પ્રવેશનિર્ગમનયોઃ) ક્રિયાયાઃ અસંબદ્ધત્વાદિતિ, પરંપરાપ્યસ્તિ, પરં સર્વથૈવ તત્ ક્રિયા કારિતા ન શુધ્યતિ ઇતિ તૃતીય ઉલ્લાસે ૩૬ પ્રશ્ને, ઉપધાનપોષધે ગણયોપ્યાદેશં દત્તે નત્વન્યત્ર, સાધ્વીનાં કાલિકયોગ ક્રિયાયાં શ્રાધ્ધદત્તાનિ વંદનકાનિ શુધ્યંતિ ઇતિ વૃદ્ધાઃ ૩ ઉલ્લાસે ૯૧ પ્રશ્ને નંદિયોગોદ્વાહિનો યોગાદૌ દેવવંદાપનં શુધ્યતિ ઉપધાને તુનેતિ. ૪૦.

## યોગ સંબંધી વિશેષ સૂચનાઓ.

એક દિવસે એક કાલગ્રહણ લેવું હોય તો પાભાઈજ લેવાય, એકથી વધારે લેવાં હોય તો વાઘાંઈ, અધ્ધરતિ, ને વિરતિ ગમે તે લઈ શકાય છે પણ પાભાઇ તો બધામાં હોવુંજ જોઈએ. ૧ નુતરાં (એક લેવું હોય તો) પાભાઇનાંજ દેવાં, લેવાં હોય તો ઈની સાથે બીજાં જે લેવાં હોય દેવાય છે. અદ્ધદત્તીનં અનબ્રાન ગત્રે

વાઘાઈ કાલગ્રહણ પ્રતિક્રમણ કરીને સંથારા પોરીસી ભણાવ્યા પૂર્વેજ લઈ એક સજ્ઝાય પઠાવી તેનું અનુષ્ઠાન પવેણા મુહપત્તિના આદેશ પૂર્વે સુધીનું કરી; શેષ બે સજ્ઝાયો પઠાવી ત્રણ પાટલીઓ કરીને પછી સંથારા પોરીસી ભણાવીને અદ્ધરત્તી કાલ લેવું, અને પછી એક સજ્ઝાય પઠાવી અનુષ્ઠાન કરીને છેવટે બે સજ્ઝાય અને પાટલી કરીને સૂઇ જવું ૩. પોરીસી ભણાવ્યા પહેલાં દેવસી અને પછી રાઇ બોલવું. દિશાવલોક કરનારે સાવધાનપણે બેસવું ૪, હાલ તો ચાર કાલગ્રહણ લીધાં હોય તો પણ સવારે એકજ ઠેકાણે એકથી માંડીને ચારે કાલગ્રહણનો કાલ સાથેજ પવેવાય છે ૫, પંન્યાસ, ગણિ, કે મહાનીશીથના યોગવાળો, યોગ કરનાર, કરાવનાર કે માંડલીયા જોગ કરેલો પણ કાલ પવેવી શકે ૬, જોગમાં ન હોય તે સાધુ કાલગ્રહણ લેતો સાંજે નુતરાં દેતાં પહેલાં પચ્ચખ્ખાણ કરે અને નુતરાં દઇને પછી સ્થંડિલ પડિલેહે ૭, ૪૫ કાલગ્રહણે આચાર્ય થાય. સાતિકાના સાત દિવસ થયા પહેલાં આગળ કાલગ્રહણ ન લેવાય ૮, દશ (સર્વ) પયન્નામાં પહેલું છેલ્લું અને વચમાં પાંચ તીથીએ આયંબીલ કરવાં અને બાકીની નિવિઓ કરે (હાલમાં આયંબીલ નિવિના ક્રમે થાય છે) ૯, આવશ્યક અને દશવૈકાલિકના યોગ છેદોપસ્થાપના વખતે થઇ જાય છે ત્યારપછી જોગનો અનુક્રમ હાલમાં પરંપરાથી આ પ્રમાણે ચાલે છે, પ્રથમ **ઉત્તરાધ્યયન** તે પછી **આચારાંગના** અને પછી **કલ્પસૂત્રના** અને ત્યારપછી **નંદિ** અને **અનુયોગના** કરાવીને **મહાનીશીથના** કરાવાય છે અથવા ...નીશીથના ૫ર આયંબીલ થયા પછી નંદી અને અનુયોગનાં ...યંબીલ કરાવે છે, તેમાં સંઘટ્ટો આઉત્તવાણાની જરૂર નહી.

અને કોઈક મહાનીશીથમાંથી કાઢીને કેટલા દિવસને અંતરે નંદી અનુયોગના જોગ કરાવે છે, આટલા જોગ જેણે કર્યાં હોય તે શ્રાવક શ્રાવિકાને ઉપધાન કરાવે તથા માલ પહેરાવી શકે તથા બીજા સાધુ સાધ્વી ને પોતે કરેલા જોગ કરાવી શકે પણ વડી દીક્ષા આપી શકે નહી. વડી દીક્ષા ગણી થયા પછીજ આપી શકે એટલે ભગવતીની અનુજ્ઞા થયા પછી ગણી કે પન્યાસ થયેલ હોય તેજ આપી શકે ૧૦, મહાનીશીથ વિના નંદી અનુયોગના યોગ કર્યા હોય તે, યોગની અને વ્રત ઉચ્ચરાવવાની તથા દીક્ષાની નંદીની ક્રિયામાં નંદીના સૂત્રો બોલીને નંદીની ક્રિયા કરાવી શકે. ઉપધાનમાં નહી ૧૧. સાંજની ક્રિયામાં કાલિક-યોગમાં ઇચ્છાકારેણ સંદીસહ ભગવન્! દાંડી કાલમાંડલા પડિલેહું ? એ આદેશ અનુજ્ઞા સુધીજ હોય, અને ત્યાં સુધીજ હંમેશા બન્ને વખત જોગનું ડંડાસણ, પાટલી, દાંડીઓ અને કાલભૂમી પડિલેહવાં જોઇએ ૧૨; દેહરે ગયા પૂર્વે સંઘટ્ટો લઇને ઠલ્લે જઇ શકાય પણ સજ્ઝાય પઠાવવાની ક્રિયા અને પાટલીની ક્રિયા કર્યા પહેલાં ઠલ્લે જાય તો કાલગ્રહણ જાય ૧૩, રાત્રિકામાં બે ત્રણ ચાર કાલ લેવાય ૧૪, યોગવિધિમાં એક સજ્ઝાય યોગ કરાવનાર પઠાવે એમ સામાન્ય લખ્યું છે તે હાલમાં યોગ કરાવનાર જેટલાં કાલગ્રહણ હોય તેટલી સજ્ઝાય પઠાવે છે ૧૫. સવારની પાટલીની ક્રિયામાં ત્રીજી પાટલીએ વિરતિના આદેશ અને પાંચમીએ પભાઇના, તેમ રાતની ક્રિયામાં ત્રીજી પાટલીએ વાઘાઇના અને પાંચમીએ અદ્ધરત્તીના આદેશ માગવા ૧૬, પાલી પલટાવવી હોય તો ૧૫ દિવસ પૂરા થયે એકવાર પલટાવી ... ૧૭ આચારાંગના બીજા શ્રુતસ્કંધમાં આદિના ચાર ...

**પેહેલી ચૂલા**, તે પછીનાં સાતિકા સાત અધ્યયન તે **બીજી ચૂલા**, અને પંદરમું ભાવના અધ્યયન તે **ત્રીજી ચૂલા**, તથા સોલમું વિમુક્તિ અધ્યયન તે **ચોથી ચૂલા**, આ ચાર ચૂલાનો બીજે શ્રુતસ્કંધ છે, અને નીશીથ અધ્યયન તે આચારાંગની **પાંચમી ચૂલા** છે. કોઇ કોઇ ઠેકાણે જોગવિધિઓમાં નીશીથને આચારાંગ પ્રથમ ચૂલા લખી છે તે લેખકદોષ જણાય છે ૧૮. હાલમાં વરસાદની (છાંટા થાય તો, અકાલે વૃષ્ટિ થાય તો) ત્રણ પહોરની અસજ્ઝાય પરંપરાથી ગણાય છે ૧૯. ગાજની એક પહોરની અને વીજની બે પહોરની અસજ્ઝાય ગણાય છે. ૨૦ જોગનું દંડાસણ સુપાત્ર અને સવળાં પીછાનું રાખવું ૨૧. કાલગ્રહી તથા દાંડીધર જોગમાં હોય, અને કાલગ્રહણ લેવાં હોય તો સાંજની ક્રિયામાં સ્થંડિલ પડિલેહસું ? એવો આદેશ માગે અને તુતરત દઈને પછી ત્યાંજ ખમા૦ દઇ સ્થંડિલ પડિલેહવાનો આદેશ માગી પડિલેહે ૨૨. સંઘટ્ટો લેતાં તરપણીના તથા લોટના દોરા અનેચરવલી ૩૦ (દશ દશ ત્રણવાર) બોલથી પડિલેહવાં તથા તગડી (ઠેસી) ૪ બોલથી પડિલેહવી એમ જોગવિધિમાં લખેલ છે ૨૩. સંઘટ્ટો પાતરાં સાથે લે ત્યારે દાંડો દશ બોલથી ત્રણવાર એટલે ૩૦ બોલથી પડિલેહવો અને એકલા દાંડાનો સંઘટ્ટો લે તો પણ ૩૦ બોલથી પલેવે ૨૪. વિહરવા જાય ત્યારે અને સ્થંડિલ જાય ત્યારે વળાવું કરનાર આચાર્ય અને પોતાની વચ્ચે પંચેંદ્રિયની આડ પડે તો સંઘટ્ટો જાય. વલી ત્રણ આચાર્ય સાથે હોય તો સો ડગલા બ્હાર પણ કોઇ જોગવાળાને આડ પડે નહિ. એક ગણી કે પન્યાસના બે આચાર્ય ગણી–લેખી તેની સાથે એક અન્ય આચાર્ય હોય તો પણ આડ પડે નહી અન્યથા આડ પડે તો સંઘટ્ટો જાય; ૨૫.

સંઘટ્ટો ગયો તેનું પાણી કે આહાર વાપરે કે આહાર પરઠવે તો દિવસ પડે–બીજા સાધુ વાપરી જાય તો દિવસ પડે નહીં ફરી સંઘટ્ટો લઇ પાણી કે ગોચરી લાવવી જોઇયે. પાણી પરઠવાય, આહાર પરઠવાય નહીં ૨૬. ગુરૂ જ્યારે જ્યારે ત્રણ નવકાર કે નંદિઆદિપાઠ બોલી વાસક્ષેપ કરે ત્યારે 'નિત્થારગપારગાહોહ' કહે અને પછી શિષ્ય ઇચ્છામો અણુસટ્ઠિં કહે ૨૭. આચાર્ય હોય તે સ્થંડિલ જોગવાલાને લેઇને જાય ત્યાં સારી જગ્યામાં ઉભા રહી દાંડો થાપી ઇરિયાવહી કરી એકેક કાંકરી જોગવાળાઓને આપે; કાંકરી આપનાર આચાર્યજોગમાં હોય તો જોગવાળો બીજો આચાર્ય તેને પણ ઇરિયાવહી કરી કાંકરી આપે સ્થંડિલ જઈ પાછા ભેગા થાય ત્યારે કાંકરીઓ કાઢી નાંખે તે દરમ્યાન આડ પડે નહીં અને તે પ્રમાણે કરે પણ છે ૨૮. પહેલે દિવસે કાલ પવેવ્યા પછી એક સજ્ઝાય પડાવીને પછી યોગમાં પ્રવેશ કરાવી પછી નંદિ વિગેરેની ક્રિયા કરાવવી ૨૯. જોગ કરાવનારનો પણ જોગ કરનારની માફક બન્ને વખત પડિલેહણમાં ઓઘો છોડીને પડિલેહવો જોઇએ ૩૦, યોગમાંથી નીકળે તે દિવસે શ્રીયોગ નિખેવાવણી નંદિ કરાવણી વાસ૦ દેવ૦કાઉ૦ પરિમિત વિગય વિસર્જાવણી પાલી પારણું કરશું એમ બોલવું. ૩૧ યોગઉખેવ અને નિખેવની ક્રિયામાં એટલે યોગપ્રવેશ અને ઉતારણુ વિધિમાં 'નંદિ કરાવણી' એ પાઠ બોલવો ૩૨. ઉનાળે શિયાળે પાટલી ન મલે તો કામલી ઉપર કલ લેવાય, દાંડી ન મલે તો બીજી વધારાની ઠવણી (ના છુટા કરેલ બે પાયા)થી ચાલે એવો જોગવિધિઓમાં લેખ છે પણ ચોમાસામાં તો પાટલીજ જોઇયે ૩૩. કાલ લેતાં દાંડીધર

કાર ગણે ત્યારે

ડાબો હાથ પાટલી સામો રાખી પાટલીં અને પાટલીની દાંડી એક નવકારે થાપે. પછી મુઠીવાળી જમણે હાથેથી એક નવકારે ડાબા હાથની દાંડી થાપી મુઠી વાળે ૩૪. પભાઇ વિરતી કાલગ્રહણ લેતાં જ્યારે પૂર્વદિશા તરફ જાય ત્યારે કાલગ્રહી પોતાના જમણા હાથે ફરીને જાય; અને દાંડીધર પણ પોતાને જમણે હાથે ફરી તેની પછવાડે જાય ત્યાં કાલગ્રહી ઉત્તરદિશા સામે મુખ રાખી ઉભો રહે અને દાંડીધર પોતાને જમણે હાથે ફરી પાટલી પાસે જઈ આદેશ માગી પાછો પોતાને જમણે હાથે ફરી પૂર્વ દિશામાં જઇ દક્ષિણ સામે મુખ કરીને કાલગ્રહીની સામે ઉભો રહે ત્યાં પછી ક્રિયા કરે અને કાલગ્રહી ડાલસાંડલું કરી પાંચ વાનાં ભેગા કરી ઉભો થતાં નિસિહી નમો ખમાસમણાણં એટલું બોલે પછી ચાર કાઉસગ્ગ કરે; તેમાં પહેલો પૂર્વ સન્મુખ, બીજો દક્ષિણ સન્મુખ, ત્રીજો પશ્ચિમ સન્મુખ, ચોથો ઉત્તર સન્મુખ કરી સત્તર ગાથા પૂરી કરી એક નવકારનો કાઉસગ્ગ કરી નવકાર ગણી પોતાને જમણે હાથે ફરી, પાછો પાટલી તરફ જાય, દાંડીધર તેની પછવાડે જાય ૩૫. જો ભગવતી વહીહુઇ તો અથવા ભગવતીની (અનુજ્ઞા) નંદી કર્યા પછી સંઘટ્ટો આઉત્તવાણઉ લેવા અને મેલવા મુહપત્તિ પડિલેહવી ન જોઈએ, એવો પાઠ જોગવિધિઓમાં છે પણ હાલમાં પ્રવૃતિ મુહપત્તિ પડિલેહવાની છે ૩૬. જ્યારે સંઘટ્ટો આઉત્તવાણુ લે ત્યારે દાંડો ડાબા પગ ઉપર રાખી ડાબા હાથના અંગુઠે અદ્ધર રાખી જમણે હાથે એક નવકાર થાપી ઉભાઉભા ઇચ્છાકારેણ સંદિસહ સંઘટ્ટો સંદિસાહુ ? ઇચ્છં, ખમા૦ દઈ ઇચ્છાકારેણ સંદિસહ સંઘટ્ટો લઉં ? ઇચ્છં, ખમા૦ ઇચ્છાકારેણ

મંદિસહ સંઘટ્ટો લેવાવણી કાઉસગ્ગ કરૂં ? ઇચ્છં, સંઘટ્ટો લેવાવણી કરેમિ કાઉસગ્ગં અન્નથ૦ ૧ નવકારનો કાઉસગ્ગ કરી નમો અરિહંતાણં બોલ્યા વગર પ્રગટ નવકાર ૧ ગણી ખમા૦ઇચ્છા૦ સંદિસહ આઉત્તવાણય સંદિસાહુ ? ઇચ્છં, ખમા૦ ઇચ્છા૦ સં૦ આઉત્ત૦ લઉં ? ઇચ્છં, ખમા૦ ઇ૦ સં૦ આ૦ લેવાવણી કાઉસગ્ગ કરૂં ? ઇચ્છં૦ આઉ૦લેવા૦કરેમિ કાઉસ્સગ્ગં અન્નથ૦ ૧ નવકારનો કા૦ નમો અરિહંતાણં બોલ્યા વગર પ્રગટ નવકાર ૧ ગણી ખમા૦ દઇ અવિધિ આશાતનાનો મિચ્છામિદુક્કડં દઇ સવળો હાથ રાખી એક નવકારે ડાંડો ઉત્થાપીએ ૩૭, વચમાં પવેણું કર્યું હોય તો ખમા૦ ઇચ્છકારિ ભ૦ તુ૦ અ૦ અમુક શ્રુતસ્કંધે અમુક અમુક અધ્યયને સંઘટ્ટો આઉત્તવાણં લેવરાવણી જોગ દિન પેસરાવણી પાલી તપ વા પારણું કરશું ૩૮, કાલગ્રહણ જેટલા મૂલ દિવસ પૂરા થયા અર્થાત્ છેવટનાં કાલગ્રહણ થઈ રહ્યા બાદ વૃદ્ધિ (આલોયણ)ના દિવસો કરાતા હોય ત્યારે (અને પડેલા દિવસો કરાતા હોય ત્યારે) કાલિકયોગે, ઇ૦ ભ૦ તુ૦ અ૦ શ્રી ઉત્તરાધ્યયન શ્રુતસ્કંધે સંઘટ્ટે ઉત્સંઘટ્ટે દિન પેસરાવણી સંઘટ્ટો આઉત્તવાણય લેવરાવણી પાલી૦ ૩૯. ઉત્કાલિક જોગે આલોયણ દિને ઇ૦ ભ૦, તુ૦ અ૦ આવસ્યકશ્રુતસ્કંધે વિધિ–અવિધિ દિન પેસરાવણી પાલી૦ ૪૦. જોગમાંજ અનુયોગ સંભળાવવો પડે તો વડી દીક્ષાને પહેલે દિવસે સાંજની ક્રિયા પૂર્વે અનુયોગમાં બતાવ્યા પ્રમાણે કરવું અને કદાચ સાંજે ન સંભળાવી શકાયો હોય તો દીક્ષાના ટાઇમ પહેલાં સવારે ક્રિયા કર્યા પૂર્વે અનુયોગની ક્રિયા કરાવાય, અને અધ્યયનની ક્રિયા વડી દીક્ષા થયા પૂર્વે કરાવાય અને પવેણું વડી દીક્ષા થયા પછી કરા-

અને યોગમાં ન હોય તોપણુ અનુયોગની વિધિ કરતાં વસ્તિ-પવેઉ અને સુદ્ધાવસહિ એ બે આદેશ તો શિષ્ય માગે ૪૧. છેવટના કાલગ્રહણુ લેવાં હોય તેમાં વચમાં અસજ્ઝાયના તથા બીજા પડેલા દિવસો પણુ ગણી શકાય, દિવસો પુરા થયા પછી જેટલા પડયા હોય તેટલા વધારે કરી આપે, અને પડેલાને બાદ કરીને મૂલ દિવસો પુરા કરીને પછી પણુ છેલ્લાં કાલગ્રહણુ લઇ શકાય અને કારણે મુલ દિવસ પૂરા થયા પછી એક બે દિવસ પછી પણુ છેવટનાં કાલગ્રહણો લઈ શકાય ૪૨. ભગવતીજીના યોગમાં પ્રવેશ કર્યા પછી ચાર માસ ઉપરાંત અને પાંચથી પા માસની અંદર ગણીપદ અપાય છે, જોગવિધિમાં પાંચ માસ ઉપરાંત અને સાડાપાંચ માસની અંદર ગણીપદ અપાય એવો લેખ છે, પણુ હાલમાં ઉપર પ્રમાણે પ્રવૃતિ છે ૪૩. સવારની ક્રિયા થઇ ગયા પછી સાધ્વીઓને શારિરીક અસજ્ઝાય થાય અથવા અકાલ વરસાદ વિગેરેથી અસજ્ઝાય થાય તેમાં સાંજની ક્રિયા વિગેરે થાય તોપણુ દિવસ પડે નહિ ૪૪. કાલગ્રહણુની ક્રિયા સંપૂર્ણ થઇ ગઈ અને દેરાસર દર્શન ચૈત્યવંદન ન કર્યું હોય તે પૂર્વે અંતરાય આવે તો દિવસ ન પડે ને કાલગ્રહણુ પણુ ન જાય ૪૫. પવેણાની ક્રિયા કરી રહ્યા અને સજ્ઝાય પડાવવાની અને પાટલીની ક્રિયા બાકી રહી હોય અને અંતરાય આવે તો તેનાં તે દિવસનાં કાલગ્રહણુ જાય અને દર્શન ન થયાં તેથી દિવસ ન પડે ૪૬. મહાનીશીથ નંદી અને અનુયોગના જોગ ન કર્યા હોય તે, યોગ કે ઉપધાનમાં અંતરાયવાળી સાધ્વીઓ કે શ્રાવિકાઓને પણુ ક્રિયા કરાવી શકે નહીં (સેન પ્રશ્ન દ્વિ. ઉ. ૫૮ તથા તત્વતરંગિણી) ૪૭. જ્યારે જ્યારે આદેશ માગે ત્યારે ત્યારે આદેશ માગ્યા પછી ઇચ્છં, કહેવું

જોઇએ ૪૮. (ઈરીયાવહી, કુસુમિણદુસુમિણનો કાઉસ્સગ્ગ ને જગચિંતામણીથી ભરેહસરની સજ્ઝાય સુધી કર્યા પછી) વિરતિકાલ અને પભાઈકાલ સાથે લઇ, પછી પ્રતિક્રમણ પડિલેહણ કરી; કાલ પવેવીને બે સજ્ઝાય પડાવી, બન્ને કાલ-ગ્રહણનું અનુષ્ઠાન સાથે કરી, પછી એક સજ્ઝાય પઠાવીને ત્રણ પાટલીઓ કરી, વિરતિકાલનું અનુષ્ઠાન પુરૂં કરી, પછી પભાઈકાલની બે સજ્ઝાય પડાવી અને બે પાટલીઓ કરવી. ૪૯. કાલ ત્રણ ગાઉ થકી પવેયાતાં જો આવ્યાં હોય તો લીધા સુજે, ૫૦. દિનત્રય પ્રસૂત ગો દુગ્ધાદિખલહી ૨૪ પ્રહર ગણીને લિજે તથા નવપ્રસૂતગોમહિષ્યો દુગ્ધં દધિ ચ સપ્ત દિનાન્ યાવત્ નિર્વિકૃતિઃ, સપ્તમદિનસત્ક દુગ્ધાજ્જાતં દધિ અષ્ટમ દિનેપિ નિર્વિકૃતિઃ, એવો પાઠ જોગવિધિમાં છે પણ હાલમાં તે પ્રવૃત્તિ નથી ૫૧. અનુયોગ સંભળાવવો, અને માંડલીનાં સાત આંબીલની ક્રિયા, મહાનીશીથવાળો પણ કરાવી શકે ૫૨. A કાળપવેતાં જ્યાં બે નવકારે બેઠાં થાપવાનું છે ત્યાં એક નવકારે પાટલી અને બીજે નવકારે નીચે મૂકેલી દાંડી થાપીએ, પછી એક નવકારે સર્વે પાટલી, દાંડી ઉભાં થાપીએ ૫૨. ભગવતીજીના જોગમાં કોઈક પ્રતોમાં ૧૮૮ અને કોઈક પ્રતોમાં ૧૮૯ દિવસો પણ લખ્યા છે. તેમાં ઓળીનાં અસજ્ઝાયના (૧ તિથિનો ક્ષય હોય તો) ૧૦ દિવસ અને ચોમાસાના બે મળી ૧૨ ગણાય છે તેની સાથે, ક્ષય ન હોય અને એક તિથિ વધે તો ૧૪ થાય, અને કોઈક પ્રતોમાં મુસલમાનોની બકરી ઇદની અસજ્ઝાયનો ગણ્યો છે (અત્યારે તો૧૮૬ દિવસજ ગણાય છે ઉપર મુજબના અસજ્ઝાયના દિવસોનો અંદર સમાવેશ થાય છે જુદા ગણવામાં આવતા નથી) ૫૩. [illegible]

ક્રિયામાં સંઘટ્ટો અને આઉત્તવાણુ લેતાં અને મેલતાં મુહપત્તિ પડિલેહવાના આદેશથી તે મિચ્છામિદુક્કડં દે ત્યાંસુધીમાં છીંક થાય-છીંક સંભળાય-અક્ષર આઘોપાછો બોલાય-કુડો બોલાય-ઓઘો મુહપત્તિ પડે કે કાંઈ અડી જાય તો ભાગે-ફરીથી કરવું પડે, પાત્રાં વિગેરેના સંઘટ્ટાની મુહપત્તિનો આદેશ માંગતાં અને દાંડો થાપતાં પણ તેજ પ્રમાણે જાણવું પરંતુ યાવત્ સંઘટ્ટાની ક્રિયામાં પોતાને છીંક આવે તો બધું જાય ૫૪. રાત્રે ૧૨ વાગ્યા પછી અને પહેલાં ઠલે જવું પડે તો બે દિવસ પડે પણ તે દિવસનાં કાલગ્રહણો તો કાયમ રહે-કાલગ્રહણની ક્રિયા થાય, કાલપવેવા વખતે હાજર ન હોય તો કાલગ્રહણ જાય, શ્રુતસ્કંધનો સમુદ્દેસ કે અનુજ્ઞાને દિવસે રાત્રે ઠલે જવું પડે તો કાલગ્રહણ જાય-તે દિવસે કાલગ્રહણની ક્રિયા ન થાય ૫૫. જે ઠેકાણે સંઘટ્ટા લે તે ઠેકાણે ચારે બાજુ સો સો ડગલાં વસ્તિ શુદ્ધ હોવીજ જોઇયે, અશુદ્ધમાં સંઘટ્ટો લઇ આહાર પાણી વિગેરે કરે તો દિવસ પડે ૫૬. જ્યારે જ્યારે વાંદણાં દેવાનાં હોય ત્યારે ત્યારે નોંદ માંડેલી હોય તો પ્રભુજીને પડદો કરાવીને પછી સ્થાપનાચાર્ય સામે વાંદણાં દેવાં, અને પછી પડદો કઢાવી પ્રભુજીની સામે ક્રિયા કરવી ૫૭. સાધુ સાધ્વીની વડીદીક્ષાના દિગ્બંધમાં સાધુને તારો કોટીકગચ્છ, ચાંદ્રકુલ, વૈરીશાખા, અમુકનામા આચાર્ય અને અમુકનામા ઉપાધ્યાય એ બે નામ, અને સાધ્વીની વડીદીક્ષામાં આચાર્ય ઉપાધ્યાય અને પ્રવૃત્તિની એ ત્રણ નામ કહેવાં. એ પ્રમાણે આચારાંગસૂત્ર પ્રથમાધ્યયન સપ્તમ ઉદ્દેસકની ટીકામાં છેવટના ભાગમાં કહયું છે. ૫૮. દીક્ષા અવસરે મૂલ નામ બદલીને સારૂં નામ રાખવાનું **પંચવસ્તુ** ગ્રંથમાં કહયું છે અને પ્રત્યેકબુધ **નમિરાજર્ષિ**ની માતા

ખાસ કારણે પખાઈ કાલનાં નુતરાં ઘણીવાર દેવાય છે ૬૭. ઉત્તરાધ્યયનના યોગમાં જે વસ્તુ ન કલ્પે તે મહાનિશીથાદિ અગાઢ જોગમાં પણ ન કલ્પે ૬૮. અનાગાઢયોગમાંથી કારણ-સર નિકળવું પડે તો વધારેમાં વધારે ઉત્ક્ષેપથી છ માસની અંદર અનુજ્ઞા થાય તો જ પૂર્વે કરેલા તે યોગના જેટલા દિવસો થયા હોય તેટલા રહે, અન્યથા નવ-ફરી કરવા પડે ૬૯. અજવાળે પખવાડે બીજ ત્રીજ અને ચોથ સાંજના વાઘાઈ કાલગ્રહણ ન લેવાય (પ્રવચનસારોદ્ધાર પા. ૪૨૩) ૭૦. મ્લેચ્છાદિકનું યુદ્ધાદિ શાન્ત થયા પછી પણ અહોરાત્ર અસઝ્ઝાય, પ્ર૦ સારોદ્ધાર ૭૧. જરાયુરહિતા હસ્તિન્યાદિકા પ્રસૂતા તિર્યઃ પ્રૌરૂપીઃ સ્વાધ્યાયં હંતિ. અહોરાત્રે તુ છિન્ને આસન્નાયામપિ પ્રસૂતાયાં કલ્પતે સ્વાધ્યાય પ્ર૦ સા૦ ૨૬૮ તમે દ્વારે, ૭૨. ચતુર્દશી (પખ્ખી પ્રતિક્રમણ કર્યા પછી) ની રાત્રિયે (સૂત્ર પાઠને આશ્રયે) અસ્વાધ્યાય, ઉપદેશપ્રાસાદ વ્યાખ્યાન ૨૫૭. ૭૩. બે રાજાઓ, બે પુરૂષો, બે સ્ત્રીઓ, બે મલ્લો, ઈત્યાદિના યુદ્ધ ચાલે ત્યાંસુધી અસઝ્ઝાય ૭૪. રાત્રિ કાલગતે નિર્ભયે પિ યાવત્ અન્યો રાજા ન સ્થાપ્યતે તાવત્ અસ્વાધ્યાયઃ યાવચ્ચિરંભયં તાવંતં કાલં અસ્વાધ્યાયઃ યદ્દિવસે શ્રુતં નિર્ભયં તતોઽપિ અહોરાત્રં પરિહ્રિયતે ૭૫.

એક પુસ્તક પાનામાં નીચેની હકીકત વધારે મલી આવી છે.

અનુયોગો વસતિપ્રવેદને પ્રમાર્જિતે કાલ વેલાવર્જ્ઞં શુધ્યતિ ૭૬. અનુયોગ સાંભલવા બેસે ત્યારે શિષ્ય પગામસઝ્ઝાય કહેવા બેસે તે સુદ્રાયે બેસે, અનુયોગ સંભલાવે ત્યારે ગુરૂ જે જે સૂત્રો સંભલાવે તેને છેડે તે તે સૂત્રોનાં ગાથા, પદ, સંપદા,

ગુરૂઅક્ષર લઘુઅક્ષર, સર્વ અક્ષર, કહે જેમકે-નવકારને અંતે
૧ પદ ૯ સંપદા ૮ ગુરૂ ૭ લઘુ ૬૧ સર્વ અક્ષર ૬૮, કે
જતેને અંતે, ગાથા ૧ ગુરૂ ૭ લઘુ ૬૯ સર્વવર્ણ ૭૬.
પ્રમાણે સર્વત્ર જાણવું (હાલમાં તે બોલતા નથી) ૭૭.
જોગ સંભળાવવામાં સંથારા પોરસીમાં 'અરિહંતો મહદેવો
ગાથા સુધી પાઠ બોલવો, ૭૮. નાંદ મંડાવે ત્યારે નક
રૂ. ૫ા અથવા રૂ. ૧ા અને રૂ. ૧ા નજરાણાનો ભગવ
પલાંઠીમાં મુકાવવો ૭૯. જોગમાં હોય અને વડીદીક્ષાનું મુ
મોડું (બાર વાગે) હોય તો સવારમાં પવેણું કરી લે,
ગંધર્વનગર વિધુત ઉલ્કા દિગ્દાહ જ્યાંસુધી આકાશમાં દે
ત્યાંસુધી અસજ્ઝાય અને થઇ રહ્યા પછી એક પ્રહર અસજ
૮૧. તારા પડે ત્યારે પાછળ મોટી રેખા અથવા ઉદ્યોત
તે ઉલ્કા કહેવાય અને તે ન થાય તો કણગ (તારો) કહે
અકાલે એકજ વખતની ઉલ્કા અસજ્ઝાય કરે પ્રહર એક
ઠપિહસિત. એટલે આકાશમાં વાનરના વિકૃત મુખ
હાસ્ય કરે તેવું થાય તો એક પ્રહર અસજ્ઝાય ૮૩. શેષકા
વાદળાદિ કારણે આકાશ ઢંકાયેલ હોય તો વાઘાઇ, અદ્ધ
વેરત્તિય એ ત્રણ કાળ જઘન્યથી ત્રણ તારા દેખાતા હોય
લેવાય, અને પભાઇ તો એકે તારો ન દેખાતો હોય તે
લેવાય, ચોમાસામાં તો ચારે કાલગ્રહણો તારાઓ ન દે
હોય તોપણ લેવાય, ૮૪,

## વિશેષ ખુલાસા.

વડી દીક્ષાની નંદિ અને દશવૈકાલિકની અનુજ્ઞા નંદિ
દિવસે આવી હોય તો એકજ નંદિથી ચાલે, અને વડી દી

મુહૂર્ત મોડું હોય તો બહુપડિપુન્નાપોરૂષી પ્રથમ કરે, અને સજ્ઝાય પચ્ચખ્ખાણ પછી કરાય, ૮૫ સમાચારી પ્રમાણે અકાલ વરસાદની અસજ્ઝાય ત્રણ પહોરની રખાય છે, પણ તેનો લેખ નથી. ૮૬ ચૂલીપવેવાનો હમણાં રીવાજ નથી. ૮૭

---

હાલમાં ગણીપદ સ્થાપન કર્યા પછી પવેણુ કરાવાય છે, અને પછી પચ્ચખ્ખાણુ કરીને સજ્ઝાય કરાય, દરેક પદવીમાં તેમજ સમજવું. ૮૮ આકસંધિના દિવસોનાં કાલગ્રહણો દરેક મૂળ દિવસો પૂરા થતાં છેલ્લે દિવસે છેલ્લું આવે તેમ એકેક લઈ શકાય પણ પહેલાં લઇ શકાય નહીં, કારણે એકાદ દિવસ મોડું લેવાય, અને ભગવતીજીમાં પેઠા તે દિવસથી ૪।। માસથી ૫।। માસ સુધીમાં ગણીપદનું મુહૂર્ત હોય તે દિવસે અનુજ્ઞાનું, અને તેને પહેલે દિવસે સમુદ્દેશનું કાલગ્રહણ લેવાય. ૮૯ આકસંધિના દિવસોમાં આયંબીલજ થાય. ૯૦ આકસંધિના દિવસોમાં જોગમાંથી નીકળી શકાય નહીં. ૯૧ આકસંધિમાં દિવસ પડે તો જેટલા દિવસ પડે તેટલા આયંબીલ વધે, વચમાં નિવિ થાય નહીં. ૯૨ પન્યાસ પદવી ભગવતીજીના જોગમાં પણ ગણિપદ થયા પછી આપી શકાય છે, અને જોગ પૂરા પછી પણ ગમે ત્યારે આપી શકાય છે. ૯૩ જ્યારે જોગમાંથી નીકળવું હોય ત્યારે તપને બીજે દિવસે નીકળાય. નિવિને બીજે દિવસે નીકળાય નહીં. ૯૪ અસાઢ સુદી ૧૪ સુધીમાં નાંદ માંડી શકાય. ૯૫ ચોમાસામાં આસો સુદી ૧૦ થી નાંદ માંડી શકાય છે. ૯૬ આસો શુદી ૧૦.થી ગણીપદ, પન્યાસ-પદ તથા વડીદીક્ષા પણ આપી શકાય છે. ૯૭ ઉત્તરા-

ધ્યયનવાળા કે ૪૫ કાલગ્રહણ થયા પૂર્વેના આચારાંગવાળા અને તે પછીના યોગવાળા એક આચાર્યની સાથે હોય તો તે સંઘટ્ટાવાળાઓમાં પરસ્પર આડ પડે નહીં. ૯૮ અને ગણિપદ તથા પન્યાસપદાદિ બપોર પછી પણ થાય, પવેલુ અને સજ્ઝાયાદિ પ્રથમ કરી લે. ૯૯

અથ પ્રભાતે દેવવંદન (ગુરૂવંદન) અકરણે મુખવસ્ત્રિકા ગમને વા ધર્મધ્વજ ગમને, તથા પ્રભાતે સજ્ઝાય કર્યા પહેલાં અથવા સાંજની ક્રિયા પછે સ્થંડિલ ગમને વા આચાર્ય વિના એકલો ૧૦૦ ડગલાં ઉપર સ્થંડિલ, ગોચરી વા પાણી જાય તો, તથા રાત્રે વા દિવસે વમન હોવે તો, તથા પચ્ચખ્ખાણ અણપાર્યે વા આહાર કર્યા પછે ચૈત્યવંદન અણકરણે દિવસ પડે, અને સંડાસ વાડા મધ્યે સ્થંડિલ જાવે તો છઠનો દંડ અણુસરતે, તથા બે જોગની ક્રિયાની આલોયણ પૂર્ણ થયા પછી આગલ જોગમાં ઘાલણો તથા ગુરૂ પ્રત્યનીક એકાંતવાદી સુખસેલીયા ક્રિયા અનાદારી, સ્થંભિ, દંભિ એતા ઇહ અનુષ્ઠાને હોયા સર્વથા ઇતિ જ્ઞેયં, શેષ આલોચના વૃદ્ધને પુછીને આપવી ઇતિ.

**સજ્ઝાયભંગસ્થાન**—સજ્ઝાય પઠાવતાં—કેટલે સ્થાનકે ભાંજે—થાપતાં, ખમાસમણ દેતાં, સંદિસાવતાં, પવેતાં, કાઉસ્સગ્ગ કરતાં, પારતાં, છીંક, રૂંગુ, ( વિસ્વર રૂદન ) હોય તો ભાંજે; પાટલી અથવા તેહને કાંઇ અડે તો, અક્ષર કુડો બોલાય તો, ઓઘો મુહપત્તિ પડે તો, ઉંધા પકડાય તો; સઘળે ભાંજે, જ્યાંલગે ભગવન્! મું સજ્ઝાય શુદ્ધ ન કહીએ ત્યાં લગી, પછી ભાંજે તો નવકારે થાપી સજ્ઝાય કીજે, સજ્ઝાય પઠા-

વતાં અને પાટલીઓ કરતાં નવ વાર ભાંગે તો કાલ જાય.

**કાલમાંડલું કેટલે ઠેકાણે ભાંગે**—પાટલી થાપતાં ૧ ખમાસમણ દેતાં ૨ દાંડી લેતાં ૩ દાંડી પડિલેહતાં ૪ દાંડી કેડે ખોસતાં ૫ દાંડી પાછી મુકતાં ૬ દાંડી થાપતાં ૭ કાલ પડિક્કમતાં ૮ ઓઘો મુહપત્તિ ઉંધા પકડાય તો ૯ કાંઇ અશુદ્ધ બોલાય તો ૧૦ પાટલી ભાંગે એટલે દાંડી પાછી મુકયા પછી થાપતાં એટલામાંહી કાંઈ હોય તો ફરી વાર નવકારે થાપી, સજ્ઝાય કાલ પડિક્કમિએ.

કાલગ્રહણ કેટલે ઠેકાણે ભાંગે—પાટલી થાપતાં ૧ ખમાસમણ દેતાં ૨ પડિઅરૂં કહેતાં ૩ વારવટ્ટે કહેતાં ૪ સંદિસાવતાં ૫ લેતાં ૬ પવેવતાં ૭ દાંડી લેતાં ૮ આપતાં ૯ પડિલેહતાં ૧૦ થાપતાં ૧૧ કાઉસ્સગ્ગમાંહી ૧૨ કાઉસ્સગ્ગ કરતાં ૧૩ કાઉસ્સગ્ગ પારતાં ૧૪ સજ્ઝાય પડિક્કમતાં (સત્તર ગાથા બોલતાં) ૧૫ કાલ પડિક્કમતાં (કાલમાંડલે જતાં આવતાં) ૧૬ કાલમાંડલું કરતાં ૧૭ એટલે સ્થાનકે, છીંક હોય તો ભાંજે, રૂંગુ (વિસ્વર રૂદન) હોય તોપણ ભાંગે, પરંતુ ચાર કાઉસ્સગ્ગ વખતે રૂંગું હોય તો તેટલી પ્ર[illegible]ની ઉચ્ચરીયે નહી, તો ભાંગે.

**ચૂલી પવેવાનો વિધિ**–પહેલાં કાલ લીધાં હોય તો પચ્ચખ્ખાણ વેળા ગુરૂ થકી અલગા રહી ખમા દેઈ ઇચ્છા૦ સંદિસહ ચૂલી પવેઉં ? ગુ૦ પવેહ, ઇચ્છં, ખમા૦ ભગવન્ ? સુદ્ધા ચૂલિઆ, ગુ૦ તહત્તિ ઇચ્છં. ઇતિ ચૂલિ પવેવાનો વિધિ. (અત્યારે આ વિધિ જણાતો નથી)

**યોગે કલ્પાકલ્પં લિખ્યતે**–(આ સંબંધી સમજણ ગુરૂગમથી જાણી લેવી) લહચાઇ પૂપિકા ૧ પોતકૃત પૂપિકા ૨ વેઠિકા (વિડમી) ૩ તદ્દિનકૃત કરંબક ૪ પોલકુલવધારિતપૂરણ ૫ વધારિકા ૬ પહિરડી ૭ તત્કાલીન કરિમન્નપિ યોગે ન કલ્પતે, લહિગટુ ૧ પલેવ ૨ કુઆરિકા ૩ ગુડપાનક ૪ વધારક ૫ વડી ૬ ધારડી ૭ સાજ્યપકવ ખીચડી ૮ સેવઇ ૯ વધારિતચણકાદિ ચ ૧૦ ઉત્તરાધ્યયનયોગં વિના અન્યસર્વ–યોગેષુ કલ્પતે યદુત્તરાધ્યયનયોગે ન કલ્પતે તેન સ્પષ્ટ-મન્યદપ્યાચારાંગમધ્યગતસપ્તસપ્તકાધ્યયનેષુ ચમરોદ્દેશકાનુજ્ઞાં યાવત્ ભગવત્યામપિ ચ ન કલ્પતે.

પટોગરી ૧ કુકરકુંર ઉકલઘો ૩ વાસીકરંબક ૪ વાસી-તિલવટી ૫ વાસી કુલ્લેર ૬ નિર્વીકૃતિક મોદકાદિક ૭ ખંડ ૮ ચિતા ૯ વરસોલા ૧૦ વાસી ગુલપાક ૧૧ કાકરીયા ૧૨ અનુત્કાલિતેક્ષુરસ ( અંગારાદુતારિત ઉત્કાલિતેક્ષુરસ ) પ્ર. ૧૩ અંગારાદુતારિ (શિકીને) સુખભેધાતિ (ખાંડી) તિલવટી તન્ની વાસીકલ્પે ૧૪ ગુડમિશ્રિત તદ્દિનકૃત તિલવટ્યાદિ ૧૫ નિસંદણ ૧૬ નંદિહલ ૧૭ નાલીયેર તિહાઈ ૧૮ સતુઅ ૧૯ ચેત્યાદીનિ શ્રી આવશ્યકાદિસર્વયોગેષુ પ્રાયઃકલ્પતે.

નીવિયાતાં ૩૦ યથા-દુગ્ધસ્ય પંચ દ્રાક્ષાદિક સહિત દુધ ઉકાલીઉ તે **પયસાટિ** કહીએ ૧ ઘણાતંદુલસહિત પચીઉ દુધ તે **ખીર** કહીએ ૨ અલ્પતંદુલ સહિત પચીઉ દુધ તે **પેયા** કહીએ ૩ તંદુલના ચૂર્ણે સહીત પચીઉ દુધ તે **અવલેહી** કહીએ ૪ આમ્છણ (કાંજી-ખટાશ) ને યોગે વિણ-ઠીઉ દુધ તે **દુગ્ધાટી** કહીએ ૫, દહીનાં પાંચ નિવ્વીયાતાં યથા દધિસહિત કુરે (ચાવલે) નિષ્પન્ન તે **કરંબો** કહીએ ૧ જે હાથે મથ્યું ખાંડ સહિત દહી તે **સહીરણી** (શીખંડ) કહીએ ૨ લુણ સહિત મથ્યું દહી રાઇયુક્ત હોય તે **સલવણ** નામે નીવીયાતુ કહીએ ૩ વસ્ત્રે ગળ્યુ દહી તે **ઘોલ** કહીએ ૪ જે ઉકાળ્યા ઘોલમાંહી તત્કાલ કીધાં વડાં ઘાલે તે **ઘોલવડાં** કહીએ ૫, ઘીનાં નીવ્વીયાતાં પાંચ યથા જે ઘીમાંહી ત્રણ ઘાણ પક્વાન્નાદિક તળી ઉતાર્યા પછી ચોથા ઘાણનું ઘી તે નીદહણ-**નિષ્પંજણ** કહીએ જો ઉપરે ફરીથી ઘી ન નાંખ્યું હોય તો ૧ દહીની તરીકાએ કણીકાદિનિષ્પન્ન દ્રવ્ય તે **વસંદણ** કહીએ અથવા દહીની તર કણુક (લોટ) ગુડ મેળવી પચીઉ તે **વિસંદણ** કહીએ ૨ ઘીએ ઔષધ જે પક્વ્યુ હોય તેની ઉપલી તરરૂપ જે ઘી તે **પક્કોસહિતરિ** કહીએ ૩ ઘી નિતારી કાઢયું હોય, પછી તેની કીટ્ટી વાસી રહી હોય, તે **કીટી** નામે નીવીયાતું ૪ ઔષધ શું પચી કીધું આમ્લાદિકનું ઘી તે **પકવધૃત** નામે નીવીયાતું ૫; તેલનાં નીવીયાતાં પાંચ યથા-તિલવટ્ટી (તલ તથા ગોળ ભેગાં) આજની ખાંડી કાલે નીવી-યાતિ હોય તે **તિલકુટ્ટી** નામે જો અન્નાદિકેમિલી માંહે મિશ્ર હોય તો આજની સુજે, ૧, ત્રણ ઘાણ પકવાન્નાદિ તલી ઉતાર્યા પછી **ચોથા ઘાણનું** તેલ તે નિવિયાતું ૨ લાક્ષાદિદ્રવ્ય શું

પચ્યુ તેલ હોય તે **લાખેલ-ચાંપેલ** પ્રમુખ **પક્વ તેલ** નિવિયાતું ૩. તેલ માંહે નારાયણાદિ ઔષધિ પચાવ્યા પછી ઔષધ ઉપર તરી વળે તે **પક્વૌષધી તેલ** તેલ શું પચ્યાં **ઔષધ** ૪ તેલની **મલી** કાઢે તે વાસી રહી હોય તે નિવિયાતિ સુઝે ૫, ગુડનાં નિવિયાતાં પાંચ યથા–**ગુલવાંણી** (ગલમાંણું) ૧ **ખાંડ** ૨ **સાકર** ૩ **ગુલપાત્તિ** ચાસણી જેણે ખાજાં સુહાળી ખરડીએ તે નિવિયાતું ૪. **અર્ધ** ઉકાળ્યો **ઇક્ષુરસ** તે માળવા મેવાડે કાકબ કહેવાય છે. (કાકબનો ઉપયોગ નીવિમાં થઈ શકે નહિ) ૫, પકવાન્નનાં નિવિયાતાં પાંચ યથા–જે તાવણીએ ઘી ઘાલી એક પુડલો તાવણી જેવડો ઉતાર્યો તે તાવણીએ નવો ઘી નાંખ્યા વિના જે **પુડલા કરે** બીજાથી માંડી તે નિવિયાતાં (માલપુડા ૧ ત્રણ ઘાણ ઉતર્યા પછી તેજ ઘીમાં ખાજલાદિક કરીએ તે ચોથા ઘાણથી આરંભી સર્વ **પકવાન્ન** નિવિયાતું જાણવું ૨ **ગુલધાંણી** નિવિયાતિ ૩ સુહાલી પ્રમુખ કીધા પછી ઘૃતાદિક ખરડી તાવણીએ પાણીશું કીધી **લાપશી** લહીગડુ તે નિવિયાતું ૪ ઘૃત્તાદિક તાવણીએ જે પોતુ દઈને કીધો પુડલો તે પોતકૃત પુડલો નિવિયાતો ૫ એ નિવિયાતાં જાણવાં, તથા પાણી–ગુડ –ઘી એકઠાં ઉંકાલીએ પછે આટો નાંખીએ તે **નિર્વિકૃતિક લાપશી** ૧, ઘી ઉકાળીયે પછે આટો શેકીને પછી ગુડ પાણી નાંખીએ એવં (નિ) **વિગઇતિ લાપશી** ૨ ઘી ઉકાળી આગથી ઉતારી પછે આટો ગોળ સાથે નાંખી સીજવિયે તે નિવિતિ **પાપડી** કહીયે ૩ ગુલવાણી પહેલું ઉંનુ કરી ઘી લોટ એકડાં કરી પચાવીએ, **લગારૂ** કહીએ ૪ મુદ્ગાદ્યૌષધ મોદકાનિ કુહાનિ (?) પ્રથમમાજ્યમુપણીકૃત્ય તદનુ ચ વહેર-

ત્યાર પશ્ચાત્સ્ફોટઃ "પ્રક્ષિપ્યતે તદા નિર્વિકૃતિકાનિ, યદિ પુનરપિ વહ્નૌ ચટાપ્યતે તદા વિકૃતિરેવ ભવતિ; પ્રથમ દિવસે સર્વાણિ ઘૃતવિકૃતિરેવ ભવતિ; ઇતિ ત્રીશ નિવિયાતાં, લાપશી; પાપડી વિગેરે.

**અથ ગણિપદ સ્થાપના**—ષાણ્માસિકનંદિઃ પંચમે માસે સાર્દ્ધ પંચમે માસે વા વિધેયા પરં એષા પૂર્વપદસ્થેન કાર્યા, તદપ્રાપ્તૌ ગણિનાપ્યનુજ્ઞાનંદિ પૂર્ણા વિધાય, પ્રવેદનાનંતરં ક્ષમાશ્રમણપૂર્વં ઇચ્છકારિ ભગવન્! પસાય કરી ગણિનામં ઠવેહ, ગુરૂર્ભણતિ ઠવેમિ. ચૈત્યવંદનપ્રકારસ્થિતશિષ્યસ્ય સિરસિ ત્રિઃ પદમંત્ર નમસ્કાર પૂર્વં વાસક્ષેપકરણં અમુક ગણિ ઇતિ ત્રિવારભણનં ચ; ઇતિ વિધિના ગણિપદસ્થાપનં, તદનુ સંઘવાસક્ષેપઃ, હિત શિક્ષાશ્રાવણં ગણિપદ વર્ણનં ચ, તથા એતદાલોચના તુ ષડ્દિનાધિક ષાણ્માસેષુ વ્યતીતેષુ દીયતે શ્રી ભગવતી યોગની નંદી માસ ૫ ને માઝને કીજે, માસ સાડાપાંચ ઉલ્લંઘવીએ નહી, શતક ૪૦ (૪૧) અનુષ્ઠાન કરી રાખીએ, ભગવતીના માસ ૬ અને દિન ૬ અથવા ૮ કે ૯ થયા પછી આલોયણ દીજે અસજ્ઝાઇના પવેણાં મુલગાની પરિકીજે, જિહાંલગે માસ ૬ દિન ૬ અથવા ૮ કે ૯ થાય.

**અથ આચાર્ય પદ, ઉપાધ્યાય પદ, પંડિત પદ દેવાનો વિધિ**—આચાર્યાદિ પદ દીજેતો પભાઇ કાલલેઇ પ્રભાતે પવેઇયે, સજ્ઝાય પઠાવી, ગુરૂ, શિષ્ય લોચ કરાવી પ્રશસ્ત વેલાએ નંદિ માંડી, ગુરૂ આગળ શિષ્ય ખમા૦ દેઇ, મુહપત્તિ પડિલેહી, ખમા૦ અણુજોગ અણુજાણાવણી વાસક્ષેપ કરો, ગુરૂ માથે વાસક્ષેપ કરે (અભિમંત્રીને.) ખમા૦

ઇચ્છાકારિ ભ૦ તુમ્હે અમ્હં વિશુપદ આરોપાવણી અથવા વાચકપદ આરોપાવણી, અનુજ્ઞા અનુજાણાવણી નંદિ કરાવણી દેવ વંદાવો ? ગુ૦ વંદેહ, ઇચ્છં, આઠ થુઇએ દેવ વંદાવીએ, શિષ્ય ૨ વાંદણાં દેઇ, વિશુપદ, વાચકપદ, અનુયોગાનુજ્ઞાર્થ કરેમિ કાઉસ્સગ્ગં અન્નત્થ૦ સાગરવરગંભીરા સુધી બન્ને જણ કાઉસ્સગ્ગ કરી પ્રગટ લોગસ્સ કહીને, ઇહાં નંદિસૂત્રનો અધિકાર કહેવાનો છે. આચાર્યપદ હોય તો નવકારને ઠેકાણે નંદિસૂત્ર કહે. નહિ તો લઘુનંદિ કહીએ, શિષ્ય સાંભળે. ખમા૦ શિષ્ય કહે, ઇચ્છકારિ ભ૦ તુ૦ અનુયોગ અનુજાણું ? ગુ૦ મહં એયસ્સ સાહુસ્સ દવ્વગુણપજ્જવેહિં ખમાસમણાણં હત્થેણં સુત્તેણં અત્થેણં અણુઓગં અણુજાણામિ, ઇચ્છં, બીજે ખમા૦ સંદિસહ કિં ભણામિ ? ગુ૦વંદિત્તાપવેહ, ઇચ્છં, ત્રીજે ખમા૦ ઇચ્છકારિ ભગ૦ તુમ્હેહિં અનુયોગ અનુજ્ઞાયં ઇચ્છામો અનુસટ્ઠિં શિષ્ય કહે" ગુરૂ૦ અણુજ્ઞાયં અણુન્નાયં ખમં ધારય અન્નેસિંચ પવજ્જાહિ, ઇચ્છં, ચઉત્થે ખમા૦તુમ્હાણં પવેઇયં સંદિસહ સાહુણં પવેમિ ? ગુ૦પવેહ, ઇચ્છં, પંચમે ખમા૦ એક નવકારેણ નાંદને અને ગુરૂને પ્રદક્ષિણા ૩ છટ્ઠે ખમા૦ તુમ્હાણં પવેઇયં સાહુણં પવેઇયં સંદિસહ કાઉસ્સગ્ગં કરેમિ ? ગુરૂ કહે કરેહ ઇચ્છં, સાતમે ખમા૦ અનુયોગઅનુજાણાવણી કરેમિ કા૦ કાઉસ્સગ્ગ કરી, ગુરૂને ત્રણ પ્રદક્ષિણા દેઇ, ગુરૂના જમણા હાથે સામે શિષ્ય બેસે, લગ્ન વેલાએ કાનપૂંઠે દક્ષિણ કાન માંહે ગુરૂમંત્ર ત્રણવાર કહે. યથાયોગ ગુરૂ, અને (પ્રદક્ષિણા દેતાં) સંઘ વાસક્ષેપ કરે, નામ પૂર્વક આચાર્યપદ કરતાં હુતે, સુગુરૂ સ્થાપનાચાર્ય આપે મંત્રપટ

પડિક્કમું ! ગુ૦ પડિક્કમેહ ઈચ્છં, ખમા૦ ઈચ્છા૦ સં૦ ભ૦ પભાઈ કાલપડિક્કમું ? ગુ૦ પડિક્કમજો, ઈચ્છં, ખમા૦ અવિધિઆશાતના મિચ્છામિ દુક્કડં પછી ખમા૦ ઈચ્છકારિ ભ૦ પસાય કરી પન્યાસ નામ ઠવેહ, ગુરૂ૦ ઠવેમિ, એમ કહી નાંદને ત્રણ પ્રદક્ષિણા દેતા જાય. તે વખતે ગુરૂ નવકારપૂર્વક કોટિગણ વયરીશાખા ચાંદ્રકુલ આચાર્ય શ્રી વિજયસિંહસુરિજી, ઉપાધ્યાય શ્રી સકલચંદ્રજી, પ્રવર્તક, પ્રવૃત્તીની હાજર હોય તે, તેના નામ દેઈ છેવટ ગુરૂનુ નામ દેઈ, પન્યાસ નામ સ્થાપન કરવું. તે વખતે સંઘ પણ વાસક્ષેપ કરે પછી ખમા૦ ઇચ્છા૦ પવેણા મુહપત્તિ પડિલેહું ? ગુ૦ પડિલેહજો, ઈચ્છં, મુહપત્તિ પડિલેહી પછે વાંદણાં ૨ દીજે, ઇચ્છા૦ પવેણુ પવેઉં ! ગુ૦ પવેહ. ઇચ્છં, ખમા૦ ઈચ્છકારિ ભ૦ તુમ્હે અમ્હં સર્વાન્ અનુયોગાન્ અણુજાણાવણી નંદિકરાવણી દેવવંદાવણી વાસનિક્ષેપ કરાવણી પાલી તપ કરસ્યું ગુ૦ કરેહ ઇચ્છં, ખમા૦ ઈચ્છકારિ ભગવન્ ! પસાય કરી પચ્ચખ્ખાણનો આદેશ દેશોજી, પચ્ચખ્ખાણ કરી, વાંદણાં ૨ દેઈ; ઈચ્છા૦સંદિ૦બેસણે સં, ગુ૦ સં૦ઇચ્છં, ખમા૦ઇચ્છા૦સંદિ૦બેસણે ઠાઉં, ગુ૦ઠાવેહ, ઈચ્છં, ખમા૦ અવિધિઆશાતના મિચ્છામિ દુક્કડં પછી પાટે બેસે, પછી સંઘ યથાશક્તિ પૂજા કરે. પછી નવીન પંન્યાસ ઉપદેશ આપે પછી સંઘ સહિત દેહરે જાય ઇતિ પદ સ્થાપના.

અથ સર્વ અનુષ્ઠાન મધ્યે આચાર્યાદિકૈઃ પ્રથમં આત્મરક્ષા ઉચ્યતે શ્રીમહાનિશિથ સિદ્ધાંતે દિગ્બંધમંત્રકથિતમંત્રે દિગ્બંધઃ જ્ઞેયઃ તથા દિગ્બંધ વર્ધમાન વિદ્યા પ્રમુખથી તથા વજ્રપંજરસ્વર એક સપ્તતિશત (૧૭૧) બીજાક્ષરે ગુરૂ મુખે

અહી અવશ્ય કરે, તથા વર્ધમાન વિદ્યાએ મંત્રી, વાસ રાખે સ્વચ્છ ચિત્તે કરે તથા વર્ધમાન વિદ્યા સિદ્ધ નહી કરી હોય તો, સુવિહિત આચાર્યાદિક પાસે મંત્રાવીને રાખે, પછી પોતે ત્રણ નવકાર સહિત મંત્રીને વાસક્ષેપ શિષ્યાદિકને કરે ઇતિ.

પરમેષ્ઠિ નમસ્કારં, સારં નવપદાત્મકં, આત્મરક્ષાકરં વજ્ર-પંજરાભં સ્મરામ્યહં ૧ ॐ નમો અરિહંતાણં, શિરસ્કં શિરસિ સ્થિતં, ॐ નમો સિદ્ધાણં, મુખે મુખપટંબરં ૨ ॐ નમો આયરિયાણં, અંગરક્ષાતિશાયિની, ॐ નમો ઉવજ્ઝાયાણં, આયુધં હસ્તયો દૃઢં ૩ ॐ નમો લોએ સવ્વસાહૂણં, મોચકે પાદયોઃ શુભે એસો પંચનમુક્કારો. શિલા વજ્રમયી તલે ૪ સવ્વપાવપ્પણાસણો. વપ્રો વજ્રમયો બહિર્મંગલાણં ચ સવ્વેસિં, ખાદિરાંગારખાતિકા ૫ સ્વાહાન્તં ચ પદજ્ઞેયં, પઢમં હવઈ મંગલં, વપ્રોપરિ વજ્રમયં, પિધાનં દેહરક્ષણે ૬ મહા પ્રભાવા રક્ષેયં, ક્ષુદ્રોપદ્રવનાશિની, પરમેષ્ઠિપદોદ્ભૂતા, કથિતા પૂર્વસૂરિભિઃ ૭ યશ્ચૈવં કુરૂતે રક્ષા, પરમેષ્ઠિપદૈઃ સદા, તસ્ય ન સ્યાદ્ભયં વ્યાધિ-રાધિશ્ચાપિ કદાચન ૮ ઇતિ પંચ પરમેષ્ઠિપદૈ-રક્ષાસ્તોત્રં.

**શ્રી સ્થાપનાજી ફલ**—શ્રી ભદ્રબાહુ સ્વામિએ નવમા પૂર્વમાંહિથી કહ્યું છે તે ફલ લખીએ છીએ, રાતા સ્થાપના માંહે કાલી રેખા હુઇ તો નીલકંઠ નામ કહીયે, તેહનુ ફલ ઘણું સુખ હુઈ, વિદ્યા ઘણી આવે લાંબુ આવખુ હોય. રાતા થાપના પાસે છતાં જે દેખે તે મોહ પામે, આધુ રાતુ આધુ પીલુ પાણી પખાલી પાઇયે કોઢ જાય, આંખ દુઃખતી રહે પીલા થાપના માંહે ધોલી રેખા હુઈ તો સઘળો રોગ જાય, પાણી પાય તો

તે પખાલી પાઇએ તે સઘલા વિષ જાય તે ધીવરણી થાપના ઓલીપાઈ તો સુચિકા રોગ જાઈ, ઘીનું લાભ હુઈ પુત્ર વંશ વાધે. મોરપીછ સરીખી હુઈ તો વાંછિત પામઈ. કાલાબિંદુઆ હુઈ તો ચિંતવ્યુ કામ હુઈ, બીક ન હુઇ ચોર ભય નહી. ઉંદર ભય ન લાગે, એક આવર્ત્તની સ્થાપનાજી લોહિઠાણુ સમાવે, બે આવર્ત્તની ઉંદર વિપટાલે, ત્રણુ આવર્ત્તની આનંદ ઉપજાવે, ચાર આવર્ત્તની સર્વે નાશ હુઇ (કરે). પાંચ આવર્ત્તની ભય નસાડે, છ આવર્ત્તની રોગ ઉપજાવે, સાત આવર્ત્તની ભલી, થાપનાની પરિક્ષા કીજે—સાંજે કોરા ચડુઆ માંહિ દૂધ-ઘાલી, માંહે થાપના મૂકીઈ, પ્રભાતે જોઇએ, દૂધ માંહિ રાતી છાયા ધરે તો ધનજય હુઈ. કાલી છાયા ધરે તો વિષ સમે, પીલી છાયા ધરે તો તેણીઇ કમલો જાઇ આંમવાત જાય, આંચલવા ઉતરે, રાજમાન પામે, જો નીલી છાયા ધરઈ તો તેણીઇ તાપ, પિત, આંખરોગ જાઈ, જો દુધ વિતરલ થાઈ તો તેણીઈ સુલરોગ જાઇ, જો દુધ ઉપર કુવિકાવલે, લાંગિટિ, જો જામે તો અતિસાર જાઈ; હાથે બાંધીઈ, ઇતિ થાપનાવિધિ સંપૂર્ણ. (જીર્ણ પાનું મલી આવેલ તેમાં જેવા અક્ષરો હતા તેવાજ ઉતારી લીધા છે).

## અથ સાધુ નિર્વાણ વિધિ

જ્યારે કાળ કરે ત્યારે પ્રથમ તો સંથારાની ઉપધી હોય તે વેગલી લઇ લેવી, જો કદી જીવ જાયે ત્યાંસુધી પણ રહી હોય તો પલારવી-જોગ હોય તો શ્રાવક લોકો તેને ઉના-પાણીમાં પલારે, ને બીજી કાંબલીઓ પ્રમુખ હોય તો તેને ગાયનું મૂતર છાંટીને ચોખ્ખું કરવું. જો કદિ લુગડાં પલારવાં તેવી

જોગવાઇ ન હોય તો ગાયનું મૂતર લુગડાંને છાંટે તોપણ ચાલે, મૃતક લઈ ગયા પછી જીર્ણ કાંચલી પ્રમુખ માંગીયે જીર્ણ વસ્ત્ર પરઠવીયે, દરેક સાધુએ ગાયના મૂતરમાં ઓઘાની-દશીઓ બે ચાર બોળવી; હવે જો કદી રાત્રે કાળ કર્યો હોય તો બીજા સાધુને પડિક્કમણાની ક્રિયા કરવી હોય તો સ્થાપનાચાર્ય લઇને બીજે સ્થાનકે કરવું, ને કાળ કરેલા સાધુના સ્થાપનાચાર્ય અથવા બીજાના સ્થાપનાચાર્ય તિહાં રાખવા નહીં, હવે જ્યારે જીવ જાય ત્યારે તરત ગુરૂ આદિક મોટા પુરૂષ પદવીવાળા હોય તેમના શરીરને તો શ્રાવક લોકો બાંધેલા હોય તે પલોઠી વળાવે, ને બીજા સામાન્ય સાધુ હોય, તેમને માથે ગુરૂ આદિક મોટા સાધુ બેઠા હોય તો તેમને પલોઠી વળાવવાની કાંઇ જરૂર નહીં, કેમકે તે સાધુના શરીરને કાંઇ માંડવીમાં બેસારવું નથી તેને તો પાલખી ઠાઠડી જેવી કરી હોય તેમાં પધરાવે. માંડવી પ્રથમ કરાવી હોય તો ઠીક નહીં તો તાસલા પ્રમુખ લુગડે મઢાવેલી માંડવી કરવી, અને તે માંડવી કરતાં વાર લાગે તિહાં સુધી કાળ કરેલા સાધુને એક થંભની પાસે લુગડાથી મજબુત કરીને બેસાડે, રાતે કાળ કર્યો હોય તો, શિષ્યાદિ બાળને પાસે રાખવા નહી ગીતાર્થ-અભીરૂ હોય તે જાગે અને કાઈકીનુ માત્રક રાખે; તે જો ઉઠે તો ડાબા હાથેથી કાઈકી લઈ ને બુજ્ઝ બુજ્ઝ ગુજ્ઝગા એમ કહીને છાંટવી. મૃત્યુને સ્થાને તથા જેટલે ઠેકાણે મૃતકને ફેરવવાની જરૂર પડે અને ફેરવે અને જ્યાં જ્યાં રાખે-બેસારે તે દરેક ઠેકાણે પ્રથમથી લોઢાના ખીલા જમીનમાં ઠોકવા પછી મોટી કથરોટ લઇને શ્રાવક લોકો તેમાં મૃત બેસાડે ને [illegible] સાધુને મસ્તક

મૂચ્છના બાલ ઉતરાવવા, હાથની આંગળીયે જરા છેદ કરવો. પછી સચિત્ત પાણી લઈને નવરાવે. હાથપગની આંગળીઓનો બંધ કરે પછી સુકોમળ લુગડાયે કરી શરીરને લુએ, પછી નવો શ્વેત ચોલપટ્ટો પહેરાવે, કંદોરો બાંધે તથા નવો શ્વેત ઉંચો કપડો પહેરાવે તે સર્વેને અવળા સાથીઆ કરવા ને પ્રથમનો ઓઘો લઈ લેવો, ને બીજી ચરવલી અથવા ચરવલો તે મૃતક સાધુના પાસે રખાવવો; પણ લુગડાં સર્વેને કેશરના છાંટા નાંખે. શ્રાવક લોકો શોકાતુર થકા મુખડ તથા ઉત્તમ સારા નિર્જીવ લાકડાં તથા ઘી તૈયાર કરે તથા કેશર બરાસ, કસ્તુરી ઉંચા પદાર્થ લઈને ગુરૂના શરીરે વિલેપન કરે, પછી નવી ચોખી શ્વેત, કેશરના છાંટા નાંખેલી મુહપત્તિ (નાશીકાની દાંડી ઉપર બે કાને પરોવી દેવી) હાથમાં આપવી ને મૃતકનું શરીર સ્થિર રહે તેવી રીતે રાખવું; પછી હાથ જોડીને ભાવના ભાવવી, જે આપણા શાસનપતિ મહાવીર સ્વામી દેશના દેતા મુગતે ગયા તેથી જાણીએ કે એહ હમારા ગુરૂ પણ તેમજ મુગતે કે સ્વર્ગે ગયા એમ કહે એહવી ભાવના ભાવ્યા પછી, બીજા સાધુ હોય તે તેની પાસે આવી 'વાસક્ષેપ હાથમાં લઈને બોલે' કોટીગણ ચાંદ્રકુલ, વયરી શાખા આચાર્ય શ્રી સાગરાનંદસૂરીશ્વરજી, ઉપાધ્યાય શ્રી સકલચંદ્રજી (સ્થવિર શ્રી ગૌત્તમ, મહત્તરા શ્રી ચંદનબાલા) પ્રવર્તક પં. અમુકગણી પ્રવર્તિની સાધવી અમુકી શ્રીજી અમુક મુનિના શિષ્ય મુનિ અમુક નામે, એટલું કહીને 'માથે વાસક્ષેપ કરતાં, વોસિરે વોસિરે વોસિરે, કહેવું ત્રણવાર વાસક્ષેપ કરવો.' (મહાપારીઠાવણીઅ વોસિરણત્થં કરેમિ ' અન્નથ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી રીને પ્રગટ નવકાર કહે, પછી તિવિહં તિવિહેણં વોસિરિયં

કહે, ) એટલી સાધુની કરણી; હવે શ્રાવકનું કૃત; તે કેરી
માંડવીમાં મજબુત બેસારીને પછી ચરવલી ૧ પ્રથમ કહી
હતી તે અને મુહપત્તિ જમણી બાજુ અને પાત્રુ ૧ જેનું
કોઇ ફુટેલું હોય તે અથવા ફોડીને, એક લાડુ સહિત ઝોળીમાં
નાંખી ડાબી બાજુએ મુકે; ને પુતળું કરવું તે તો નક્ષત્ર
પ્રમાણે જાણવું; તેમાં જેષ્ઠા ૧ આદ્રા ૨ સ્વાતિ ૩ શતભિષ
૪ ભરણી ૫ અશ્લેષા ૬ તથા અભિજીત ૭ એટલે નક્ષત્રે
પુતળું કરવું નહીં; ને રોહીણી ૧ વિશાખા ૨ પુનર્વસુ ૩
ઉત્તરા ત્રણે ૬ એટલે નક્ષત્રે ડાભનાં બે પુતળાં કરવાં, બાકી
૧૫ નક્ષત્રે પુતળું એક કરવું; તે પુતળાના જમણા હાથમાં
ઓઘો (ચરવલી) મુહપત્તિ આપવાં અને ડાબે હાથે સહિત
પાત્રું ૧ અને તેમાં એક લાડુ; તેણે સહિત ઝોળી આપવી
બે પુતળાં હોય તો બન્નેને તે પ્રમાણે આપવું; એ રીતે
પુતળાં કરવાનું નક્ષત્ર કાલધર્મ પામે તે વખતનું જાણવું;
પછી ઉપાડનાર ચાર મજબુત હોય તે ઉપાડે પછી મૃતકને
મૃતકને બ્હાર કાઢે ત્યારે પ્રથમ પગ કાઢે ચાલતાં રોવું કકળવું
રોવું નહીં; ને સર્વ મનુષ્યો 'જયજયનંદા' 'જયજયભદ્દા' બોલવું
બોલવું ને આગલ તો બદામો, પૈસા; પાઇઓ આની, બે
આનીઓ પ્રમુખ નાણું ઉછાલવું તે ઉપાશ્રયથી માંડી સ્મશાન
ભૂમિ સુધી શ્રાવકો ઉછાલે, ને વાંસડાને સિકી મહેં સડતલો
ધાલી દીવા ધૂપ કરતાં આગળ ચાલવું, પછી ઠીક સહિત
મહોત્સવ પૂર્વક વાજીંત્ર વાજતે બહુ આડંબરે મસાણે જઇ
પૂર્વે શુદ્ધ કરી રાખેલ જમીન ઉપર સુખડ વિગેરેના ૭
લાકડાંની ચિતા કરી માંહે માંડવી મુકી

રાખે, પછી અગ્નિ દે (લગાડે) છેવટે સર્વ અગ્નિ શાન્ત કરી રક્ષા યોગ્ય સ્થાનકે પરઠવી, પછી પવીત્ર થઈ ગુરૂ પાસે આવે, એટલી શ્રાવકની કરણી છે.

હવે પ્રત્યેક સાધુને, ઉપાશ્રયમાંથી મૃતક લઈ ગયા પછી, જે કરણી તે લખીએ છીએ, પ્રથમ ગાયનું મૂત્ર આણી રાખ્યુ હોય તે આગળ પાછળ છાંટવું, ને સંથારાની જગ્યાએ એટલામાં સર્વ ઠેકાણે સોનાવાળીપાણી હોય તે છાંટીને ધોઈ નાંખવું, પણ તે પાણી ઉકાળેલુ જોઇએ, પછે કાળકરેલના શિષ્ય અથવા તેમનાથી નાના પર્યાયવાળા સાધુ જે હોય તે, ચોલપટ્ટો કપડો ને ઓઘો (સાધુવેષ) અવલા પહેરીને અવલો કાજો લેવો (દ્વારથી આસન તરફ લેવો) ને કાજાના ઈરીયાવહી કરી, પછી અવલા દેવ વાંદવા, તેનો વિધિ, અથ પ્રથમ કલ્લાણકંદં૦ પછી એક નવકારનો કાઉસ્સગ્ગ, અન્નથ૦ અરિહંત ચેઈયાણ૦ જયવિયરાય આખા કહેવા, ઉવસગ્ગહરં૦ નમોર્હંત૦ જાવંત કેવિ સાહુ૦ખમાસમણ, જાવંતિ ચેઈઆઇ૦નમુથ્થુણં૦ જંકિંચિ૦પછી પાર્શ્વનાથનું ચૈત્ય વંદન, ખમાસમણ લોગસ્સ૦ ૧ એક લોગસ્સ ચંદેસુ નિમ્મલયરાસુધી કાઉસ્સગ્ગ અન્નથ્થઉસસીએણં૦ તસ્સઉત્તરી૦ ઈરિયાવહી૦ ખમાસમણ દેઈ અવિધિ આસાતનાનો મિચ્છામિ દુક્કડં દેઇ, પછી સવલો વેષ પહેરીને કાજો સવલો લેવો, તેના ઈર્યાવહી કરવા. એમ બે વાર કાજો લેવો. પછે એક બાજોઠ મંગાવીને ચોમુખ બિંબ પધરાવીને, ઘીનો દીવો, ધૂપ કરાવીને, સાથીઓ બાજોઠ ઉપર સવલો ભીના કંકુનો કરાવવો; પછી સવલા દેવ વાંદવા; તેનો વિધિ જે પોરાહ કે વાંદે છે તે પ્રમાણે આઠ થોઈએ વાંદવા; પણ તે થુઈઓ ર દાવા તથા સ્નાતસ્યાની કહેવી; ને ચૈત્યવંદન તો સર્વ

# અમોઘ ઉપાય કયો ?

૧ જૈન શાસનના રસિક આત્માઓને દિન-પ્રતિદિન અધિકતર રસિક બનવા ને બનાવવાનો અમોઘ ઉપાય કયો ?

૨ જૈન શાસનની પરમાર્થિક-પ્રણાલિકાઓનું સંપૂર્ણ સુંદરરીતિએ અવલોકન કરવા-કરાવવાનો અમોઘ ઉપાય કયો ?

૩ જૈન શાસનના પ્રાણભૂત પવિત્ર આગમોનું તલસ્પર્શી જ્ઞાન પામવા-પમાડવાનો અમોઘ ઉપાય કયો ?

૪ જૈન શાસનના સંસ્થાપકો-સંચાલકો પ્રત્યે ત્રિકાલાબાધિત વિનયવંતી ઊર્મિઓ ઉત્પન્ન કરી શકે, અને કરાવી શકે એવો અમોઘ ઉપાય કયો ?

૫ જૈન શાસનમાં જગમશહૂર જૈનત્વની પરીક્ષા પાસ કરવાના નિયત દિવસો સમજવા સમજાવવાનો અમોઘ ઉપાય કયો ?

૬ જૈન શાસન પામેલાઓને મનુષ્ય જન્મની સાફલ્યતા કરવી હોય અને કરાવવી હોય તો અમોઘ ઉપાય કયો ?

૭ જૈન શાસન માટે સર્વસ્વ સમર્પણ કરી, તેની ભાવનાથી જીવિત કરવા-કરાવવાનો અમોઘ ઉપાય કયો ?

૮ જૈન શાસનના સિદ્ધાંતોના મર્મ સહેલાઇથી મગજમાં સ્થિર કરવા કરાવવાનો અમોઘ ઉપાય કયો ?

૯ જૈન શાસનમાં પ્રસિદ્ધિ પામેલાઓ પણ પુણ્યના પુરાં સાધન પામ્યા છતાં સફળ નથી કરતા, તેના વ્યવસ્થિત કારણો શોધી કાઢવાનો અમોઘ ઉપાય કયો ?

ઉપરની નવ નવિન નવે વિચારણારૂપ પ્રશ્નનું સમાધાન એકજ ? કે શ્રી સિદ્ધચક્રનું વાંચન-મનન એજ એકજ અમોઘ ઉપાય છે.

લિ૦ ચંદ્રસા૦

ચુનીલાલ લહેરીચંદ વોરાએ કરી હતી અને તેનો ઘણો સારા પ્રમાણમાં લેવાયલ હોવાથી અમદાવાદ નાગજી ભુદરની પોળના ઉપાશ્રયે પૂ. આગમોદ્ધારક આચાર્યદેવ શ્રીઆનંદસાગરસૂરીશ્વરના વિદ્વાન શિષ્યરત્ન, શ્રીસિદ્ધચક્રારાધન તીર્થોદ્ધારક, વ્યાકરણ વિશારદ પૂ. પં. ચંદ્રસાગરજી મ. ના સદુપદેશથી તે ફંડ માટે વધુ મદદ થઈ હતી.

તા. ક. ધર્મશાળા, જ્ઞાનભંડાર અને માલવદેશમાં આવતા જતા સાધુ–સાધ્વીના વિહારયોગ્ય–તેમજ વિનય, વૈયાવચ્ચની સગવડ નીચે જણાવેલ સંસ્થા તરફથી કરવામાં આવે છે.

લાભ લેનાર તથા મદદ કરનારાઓએ વધુ પુછપરછ નીચેના સરનામે કરવી,

**શ્રીઋષભદેવજી છગનીરામજીની પેઢી.**
C/o સિદ્ધચક્રારાધન તીર્થ.
દહેરાખડકી, ખારાકુવા; મુ. ઉજ્જૈન.
(માલવા–સી. આઇ.)

---

અનુસંધાન પુંઠા પરનું–

વર્દ્ધમાન તપ આયંબીલખાતા તરફથી પોતાના ચાલુ ખર્ચને પહોંચી વળતાં વધારામાંથી રૂા. ૧૨૦૦) બારસો આ સમિતિના કાર્યમાં સમર્પણ કર્યા છે અને જગતને જણાવ્યું છે કે જે જે સંસ્થાએ પાસે પોતાના ચાલુ ખર્ચ કરતાં જે કાંઈ વધારે પડતો હોય તે આ સમિતિના કાર્યમાં મદદ કરવા લાયક છે એટલે અમદાવાદની વર્દ્ધમાન તપ આયંબીલખાતાનું અનુકરણ કરવા જેવું છે.

તા. ક–ફોર્મ મેળવવા કે મદદ મેળવવા માટે સમિતિના નીચેના શીરનામે પત્રવ્યવહાર કરવો.

શ્રી વર્દ્ધમાન તપ સહાયક સમિતિ.
શેઠ ગીરધરલાલ છોટાલાલ
પાંચકુવા, અમદાવાદ.

લિ૦
**શ્રી વર્દ્ધમાન તપ સહાયક–**
**સમિતિના કાર્યવાહકો.**